## ઉપોદ્ઘાત

—

" મારો આ નિબંધ ફરી જોઇ જતાં મને સ્વીડનબોર્ગનાં મૂલ પુસ્તકો ફરી વાંચી જવાનું પ્રાપ્ત થયેલું છે; અને તેઓમાં સર્વત્ર જે ગંભીર વિચાર અને ફલગર્ભ અનુભવ જોઇ શકાય તેમ રહેલો છે, તેમની વિભૂતિથી મને આશ્ચર્ય થાય છે, તથા જે મહત્ત્વની વસ્તુઓ માનુષ જાતિથી કેવલ અજ્ઞાત અને અલક્ષિત હોવા છતાં તેઓમાં સ્પષ્ટ રહેલી છે તેમના પ્રમાણથી. આ લેખો, કે જેની અંદરના વિચાર અને અંતર્દૃષ્ટિના સ્તંભો આંતર અને બાહ્ય સૃષ્ટિઓના સરખા સંતત દેખાય છે, તેમના વિશ્વગ્રાહી વિસ્તારથી હું વિસ્મય પામું છું. આત્મા તરીકે અને મન તરીકે મનુષ્યની દરેક અપેક્ષા, બાઇબલમાં આપેલા પરમેશ્વરના શબ્દ ઊપર જીવનાર અને કામ કરનાર તરીકે મનુષ્યની દરેક અપેક્ષા તેમનાથી પરિપૂર્ણ થાય છે. એટલે જ્યારે હું મારા નાના પુસ્તક તરફ જોઉં છું, ત્યારે મને લાગે છે કે મેં લગભગ કશું કર્યું નથી; કે મેં એક અપરિમેય ક્ષેત્રમાંથી માયાલૂ વાંચનારને માટે થોડાએક કણો એકઠા કીધા છે; કે હૂં માત્ર તે નગરનો માર્ગસ્તંભ છું, કે જે હજી દૂરમાં દેખાય છે, અને જેમાં માર્ગદર્શક તરીકે આ લેખકના પોતાના દ્વારા સિવાય પ્રવેશ પમાતો

નથી. તેનું મન, એટલે કે તેનામાં રહેલું સ્વામીનું મન, સાગરના જેવું છે, અને પૃથ્વીના તથા દિવસના જેવું; અહીં અખૂટ તથા જીવન અને મૃત્યુના બધા સંબંધો વડે શાશ્વત છે. વાંચનાર, તમે તેને તે છે તેવો જુઓ, ત્યાં સુધી ધીરજથી જોયા કરજો. આ પુસ્તકમાં કહેલા એક તંબૂને માટે તે કહે છે, તે તેને પોતાને માટે પણ કહી શકાય, કે તે અને તેનું કામ આંખને તો બેશક સાધારણ દેખાય છે, પણ સ્વર્ગમાંથી પ્રકાશના અંતઃપ્રવાહના પ્રમાણમાં વધારે અને વધારે ભવ્ય બને છે.

"એક છેવટની ફરજ તરીકે આ અપૂર્ણ વહેલાં લખાયેલાં પાનાંઓમાં કંઇ પણ વિરુદ્ધ હોય તેના પરિહારમાં આ સ્થલે હું નોંધવા ઇચ્છું છું, કે હું પૂર્ણ અંશે સ્વીકારૂં છું, કે સ્વામીથી દોરાયેલા સ્વીડનબોર્ગના સાબિત અને ખરા અનુભવ ઉપર સ્થપાયેલા સ્વર્ગ અને નરકના અમર સિદ્ધાંતો આપણને આપેલા છે; કે પરમેશ્વરની સૃષ્ટિ શિખરથી તળિયા સુધી તેને સ્વાગત અને પ્રમાણ આપે છે; અને કે જે પ્રમાણે તેની દુનિયા અને તેનો શબ્દ રહેલાં છે, તે પ્રમાણે તેઓ પણ હમેશાંને માટે ઉભા રહેશે."

ઉપરના શબ્દો સ્વીડનબોર્ગના પ્રસિદ્ધ અનુયાયી ડા. વિલ્કિન્સનના છે; અને ખરા છે.

મારા પોતાના તરફથી આ પ્રસંગે મારે વધારે કહેવાનું નથી. અનેક વિક્ષેપોને લીધે અર્થના અને અક્ષરના જે ઘણા

દોષો રહી ગયા છે તે માટે હું દિલગીર છું; અને આશા રાખું છું કે ઈશ્વરી સત્યના સ્નેહીઓ નિભાવી લેશે.

ભાવનગર,

તા. ૨૩-૯-૯૯.

મણિશંકર રત્નજી ભટ્ટ.

# स्वर्ग अने नरक.






૧. * * * આ પાનાંમાં જે રહસ્યો પ્રકટ કરવામાં આવ્યાં છે, તે સ્વર્ગ અને નરક સંબંધી છે, અને મૃત્યુ પછીના જીવન સંબંધી પણ છે. હાલ દેવાલયના મનુષ્યને સ્વર્ગ અને નરક સંબંધી કે પોતાના મૃત્યુ પછીના જીવન સંબંધી થોડું જ જ્ઞાન છે, જોકે તે સર્વનું શબ્દમાં સ્પષ્ટ વર્ણન આપેલું છે; ખરે કેટલાએક દેવાલયમાં જન્મેલા મનુષ્યો આ વસ્તુઓની ના પાડે છે, અને પોતાનાં હૃદયમાં કહે છે, કે "ત્યાંથી કોણ ક્યારે પણ આપણને કહેવા આવ્યો છે?" તેટલા માટે, રખેને આવો નાસ્તિગર્ભ સિદ્ધાંત, કે જે વિશેષે કરીને જેમણે દુનિયાનું ડહાપણ ઘણું મેળવેલું હોય છે તેવા મનુષ્યોમાં પ્રચલિત છે, તે હૃદય અને આસ્થામાં જેઓ સરલ છે તેમને પણ ચેપ લગાડે અને બગાડે, તેટલા માટે તેર વર્ષથી મને દેવો સાથે સમાગમ કરવાની, અને તેમની સાથે એક મનુષ્ય બીજા મનુષ્યની સાથે કરે તે પ્રમાણે વાતચિત કરવાની પરવાનગી આપવામાં આવી છે; અને જે વસ્તુઓ સ્વર્ગમાં છે તથા જે નરકમાં છે તે જોવાની; અને તેમનું અનુભવમાંથી વર્ણન આપવાની, એવી આશામાં, કે તેથી અજ્ઞાનને પ્રકાશ મળે, અને અશ્રદ્ધા નષ્ટ થાય. * * * (૧.)

---

## स्वामी स्वर्गनो ईश्वर छे.

૨. પ્રથમ સ્વર્ગનો ઈશ્વર કોણ છે તે જાણવું આવશ્યક છે, કારણકે બીજી બધી વસ્તુઓનો આના પર આધાર છે. આખા સ્વર્ગમાં **સ્વામી** વગર બીજો કોઇ પણ ઈશ્વર માનવામાં આવતો નથી. ત્યાં તેણે પોતે શીખવેલું છે તે પ્રમાણે કહેવાય છે, કે **તે** **પિતાની** સાથે એક છે: કે **પિતા** **તેનામાં** છે, અને **તે** **પિતામાં** છે; કે જે કોઇ **તેને** જુએ છે, તે **પિતાને** જુએ છે; અને કે દરેક પવિત્ર વસ્તુ **તેનામાંથી** પ્રસરે છે, **જોન**, ૧૦: ૩૦, ૩૮; ૧૪: ૧૦, ૧૧; ૧૬: ૧૩, ૧૪, ૧૫. * * * (૨.)

૩. * * * પણ જેઓ પોતાને અમુક અદૃશ્ય **ઐશ્વર્ય**ને માનતા જણાવે છે, * * * તેમને અનુભવથી શીખવાય છે, કે તેઓ ખરેખર કોઇ પણ ઇશ્વરને માનતા નથી; કારણકે અદૃશ્ય **ઐશ્વર્ય** * * * વિચારનો વિષય ન હોવાને લીધે આસ્થા અને સ્નેહનો વિષય નથી. * * * જેઓ દેવાલયની બહાર જન્મેલા છે, અને **વિદેશીઓ** કહેવાય છે, તેમની સ્થિતિ જૂદી છે, અને તેમના સંબંધી આગળ વધારે કહેવામાં આવશે. (૩.)

૪. બધાં શિશુઓ, કે જેમનો સ્વર્ગનો ત્રીજો ભાગ ભરાયેલો છે, તેઓ **સ્વામી** તેમનો **પિતા** છે એવી, અને પછીથી **એ** સર્વનો **સ્વામી** છે અને તેટલા માટે સ્વર્ગ અને પૃથ્વીનો ઇશ્વર છે, એવી મતિ અને આસ્થામાં પ્રવેશ પામે છે. શિશુઓ સ્વર્ગમાં મોટાં થાય છે, અને વિદ્યાઓ વડે દૈવી બુદ્ધિ અને જ્ઞાન

સુધી પૂર્ણતા પામે છે, એમ પાછળ જે આવે છે તેની અંદર દેખાશે. (૪.)

*　　　　*　　　　*

---

## स्वामीनुं ऐश्वर्य स्वर्ग करे छे.

૫. દેવો બધા મળીને સ્વર્ગ કહેવાય છે, કારણકે તેમનો સ્વર્ગમાં સંમાવેશ થાય છે; અને તોપણ સામાન્યતઃ તથા વિશેષતઃ સ્વર્ગ સ્વામીમાંથી પ્રસરતા, દેવોમાં વહતા, અને તેમનાથી ગ્રહીત થતા ઐશ્વર્યથી બને છે. સ્નેહનું હિત અને આસ્થાનું સત્ય એ સ્વામીમાંથી પ્રસરતું ઐશ્વર્ય છે; તેટલા માટે જેટલે અંશે દેવો સ્વામી તરફથી સારુ અને સાચુ ગ્રહણ કરે તેટલે અંશે તેઓ દેવ છે, અને તેટલા પ્રમાણમાં તેઓ સ્વર્ગ છે.(૭.)

૬. સ્વર્ગોમાં દરેક જાણે છે, માને છે, અને અનુભવે પણ છે, કે હિતનું કશુ તે પોતામાંથી ઇચ્છતો કે કરતો નથી, અને સત્યનું કશુ તે પોતામાંથી વિચારતો કે માનતો નથી; પણ બન્ને માત્ર ઐશ્વર્યમાંથી, અને તેટલા માટે સ્વામીમાંથી; અને કે જે હિત અને સત્ય પોતામાંથી છે, તે હિત અને સત્ય નથી, કારણકે તેમાં ઐશ્વર્યમાંથી કશું જીવન નથી. * * * આ સર્વ સ્વામીના ઐશ્વર્યમાંથી પ્રસરે છે, અને દેવો પોતાનામાં સ્વર્ગને ધારણ કરે છે, તેટલા માટે એ સ્પષ્ટ છે, કે દેવો કંઇ ખાસ પોતાનું છે તેમાંથી નહીં, પણ સ્વામીનું ઐશ્વર્ય સ્વર્ગ બનાવે છે આઠ-

લા માટે શબ્દમાં સ્વર્ગને સ્વામીનું સ્થાનક અને તેનું સિંહાસન, તથા ત્યાંના નિવાસીઓ સ્વામીમાં છે, એમ કહેલું છે. * * * (૮.)

૭. દેવો પોતાના જ્ઞાનને લીધે એથી પણ આગળ જાય છે, અને કહે છે, કે માત્ર હિત અને સત્ય નહીં, પણ જીવનનું સર્વ સ્વામીમાંથી છે, અને આનું તેઓ એવા વિચારથી સમર્થન કરે છે, કે કંઇ પણ પોતામાંથી નહીં, પણ જે પોતાની પહેલાં હોય તેમાંથી હોઈ શકે; કે તેટલા માટે બધી વસ્તુઓ એક પ્રથમ, જેને તેઓ બધી વસ્તુઓના જીવનનું તત્ત્વ કહે છે, તેમાંથી સત્તા પામે છે; અને કે તેઓ સ્થિતિમાં પણ એ રીતે રહે છે,—કારણ કે સ્થિતિ સંતત સત્તા છે,—તથા જે કંઇ મધ્યસ્થો દ્વારા નિરંતર પ્રથમની સાથે સંબંદ્ધ રહેતું નથી, તે તત્ક્ષણ નાશ પામે છે, * * *. તેઓ એમ પણ કહે છે, કે જીવનનું સરોવર માત્ર એક છે, અને કે મનુષ્યનું જીવન એવો પ્રવાહ છે, કે જે એ સરોવરમાંથી નિરંતર ભરાયા ન કરે, તો તત્ક્ષણ બંધ થાય; કે સ્વામી અર્થાત્ જીવનના એક સરોવરમાંથી ઈશ્વરી હિત અને ઇશ્વરી સત્ય વગર બીજું કશું પ્રસરતું નથી, અને કે તેઓ દરેકને તેના સ્વીકાર પ્રમાણે પ્રકૃત કરે છે; કે તેટલા માટે જેઓ તેને આસ્થા અને જીવનમાં સ્વીકારે છે તેમનામાં સ્વર્ગ છે, પણ જેઓ ઈશ્વરી હિત અને સત્યનો અનાદર કરે છે તેઓ તેમને નરકમાં વાળે છે, કારણકે તેઓ હિતને પાપમાં, સત્યને અસત્યમાં, અને તેટલા

માટે જીવનને મૃત્યુમાં વાળે છે. વળી જીવનનું સર્વ સ્વામીમાંથી છે તેનું તેઓ એ વિચારથી પણ સમર્થન કરે છે, કે જગતમાં બધી વસ્તુઓનો હિત અને સત્ય સાથે સંબંધ છે,—મનુષ્યની ઇચ્છાનું જીવન, જે તેના સ્નેહનું જીવન છે, તેનો હિત સાથે, અને મનુષ્યની બુદ્ધિનું જીવન, જે તેની આસ્થાનું જીવન છે, તેનો સત્ય સાથે,— તથા બધું હિત અને સત્ય ઉપરથી આવે છે તેટલા માટે એ ફલિત થાય છે, કે જીવનનું સર્વ પણ ઉપરથી છે. દેવો આમ માને છે, તેટલા માટે તેઓ પોતે જે હિત કરે છે તે માટે કશી સ્તુતિ સ્વીકારતા નથી, અને કોઇ તેમને પોતાને હિતનો આરોપ કરે ત્યારે કુપિત થઇને દૂર જાય છે; તથા કોઇ પોતાને પોતાના વડે જ્ઞાની ગણે અને પોતે પોતાના વડે હિત કરે છે એમ માને, તેથી તેમને આશ્ચર્ય થાય છે. પોતાની ખાતર હિત કરવું તેને તેઓ હિત કહેતા નથી, કારણકે તે પોતામાંથી કરેલું હોય છે; પણ હિતની ખાતર હિત કરવું તેને તેઓ ઐશ્વર્યમાંથી હિત કહે છે, અને જણાવે છે કે એ હિત સ્વર્ગ બનાવે છે, કારણકે એ હિત સ્વામી છે. (૯.)

૮. જે જીવોએ દુનિયાની અંદર પોતાના નિવાસમાં એવી મતિનું સમર્થન કીધું હોય, કે જે હિત તેઓ કરે છે અને જે સત્ય તેઓ માને છે, તે પોતામાંથી છે અગર પોતાના તરીકે પોતામાં આરોપિત થાય છે, * * * તેઓ સ્વર્ગમાં ગ્રહીત થતા નથી. દેવો તેમને મૂર્ખ તથા ચોર ગણીને તેમનાથી દૂર રહે છે, મૂર્ખ ગણીને, કારણકે તેઓ નિરંતર ઐશ્વર્ય તરફ નહીં પણ પોતાના તરફ જોયા કરે છે; અને ચોર ગણીને, કારણકે તેઓ જે

સ્વામીનું છે તે લૂટે છે. આવા માણસો સ્વર્ગના જ્ઞાનની સામા છે, જે એવું છે કે સ્વામીનું ઐશ્વર્ય દેવો ગ્રહે છે તેથી સ્વર્ગ થાય છે. (૧૦.)

૯. જેઓ સ્વર્ગમાં અને દેવાલયમાં છે તેઓ સ્વામીમાં છે, તથા સ્વામી તેમનામાં છે; અને એ પ્રમાણે સ્વામીએ પોતે કહેલું છે, "મારામાં વસો, અને હું તમારામાં વસું; જેમ શાખા દ્રાક્ષવલ્લિમાં રહ્યા વગર પોતામાંથી ફલ ધારી શકે નહીં તેમ તમે પણ મારામાં રહ્યા વગર ધારી શકો નહીં. હું દ્રાક્ષવલ્લિ છું, તમે શાખાઓ છો; જે મારામાં વસે છે અને જેમનામાં હું વસું છું, તેઓ ઘણું ફલ ધારણ કરે છે; કારણકે મારા વગર તમે કશું કરી શકો નહીં," જોન, ૧૫:૪,૫. (૧૧.)

૧૦. આમાંથી એ સ્પષ્ટ છે, કે સ્વર્ગના દેવોની અંદર સ્વામી જે પોતાનું છે તેમાં વસે છે, અને તેટલા માટે કે સ્વામી સ્વર્ગનો સર્વમાં સર્વ છે, કારણકે સ્વામીમાંથી હિત દેવોની અંદર સ્વામી છે, કારણકે જે તેનામાંથી છે તે તે પોતે છે; અને આટલા માટે સ્વામીમાંથી હિત દેવોને સ્વર્ગ છે, અને તેમનું પોતાનું કશું નથી. (૧૨.)

## સ્વામી તરફ સ્નેહ અને પડોશી તરફ દયા એ સ્વર્ગમાં સ્વામીનું ઐશ્વર્ય છે.

૧૧. સ્વામીમાંથી પ્રસરતું ઐશ્વર્ય સ્વર્ગમાં ઈશ્વરી સત્ય કહેવાય છે, અને તેનું કારણ આગળ ઉપર માલુમ પડશે. આ ઈશ્વરી સત્ય સ્વામીના ઈશ્વરી સ્નેહમાંથી સ્વર્ગમાં વહે છે, કારણકે ઈશ્વરી સ્નેહ અને તેમાંથી પ્રભવતું ઈશ્વરી સત્ય એ સૂર્યના તાપ અને તેમાંથી પ્રભવતા પ્રકાશને મળતાં છે; સ્નેહ સૂર્યના તાપને, અને સત્ય તેમાંથી પ્રભવતા પ્રકાશને. તાપનો અર્થ પણ સમરૂપથી સ્નેહ થાય છે, અને પ્રકાશનો અર્થ સ્નેહમાંથી પ્રભવતું સત્ય. આટલા માટે જે ઈશ્વરી સત્ય સ્વામીના ઈશ્વરી સ્નેહમાંથી પ્રકટ થાય છે, તે તત્વતઃ ઈશ્વરી સત્ય સાથે સંયુક્ત થયેલું ઈશ્વરી હિત છે; અને એ આ પ્રમાણે સંયુકત છે, તેટલા માટે જેમ સૂર્યનો તાપ તેના પ્રકાશ સાથે સંયુકત થઇને પૃથ્વીની બધી વસ્તુઓને વસંત અને ગ્રીષ્મમાં સફલ કરે છે, તેમ તે સ્વર્ગની બધી વસ્તુઓને જીવન આપે છે. જ્યારે તાપ પ્રકાશની સાથે સંયુકત ન હોય, અને પ્રકાશ તેથી કરીને ઠંડો હોય, ત્યારે જૂદી સ્થિતિ હોય છે, કારણકે ત્યારે બધી વસ્તુઓ જડ અને નિર્જીવ રહે છે. ઈશ્વરી હિત, કે જેને તાપની સાથે સરખાવવામાં આવે છે, તે દેવોની અંદર સ્નેહનું હિત છે; અને ઈશ્વરી સત્ય, કે જેને પ્રકાશની સાથે સરખાવવામાં આવે છે, તેમાંથી તેઓ સ્નેહનું હિત પ્રાપ્ત કરે છે. (૧૩.)

૧૨. સ્વર્ગમાં જે **ઐશ્વર્ય** સ્વર્ગ બનાવે છે, તે સ્નેહ છે, કારણકે સ્નેહ માનસિક સંયોગ છે. સ્નેહ દેવોને **સ્વામી**ની સાથે અને પરસ્પર સંયુકત કરે છે; અને સ્નેહથી તેમના પરસ્પર સંયોગને લીધે **સ્વામી**ની દૃષ્ટિએ તેઓ બધા એક દેખાય છે. ઉપરાંત, દરેકની અંદર સ્નેહ જીવનનું તત્ત્વ છે, અને તેટલા માટે દેવોમાં તેમ જ મનુષ્યોમાં જીવન સ્નેહમાંથી વહે છે. સ્નેહ જ મનુષ્યની અંદર રહેલા જીવનના તત્ત્વનું કારણ છે, એ જે કોઈ વિચાર કરે તેને સ્પષ્ટ થવું જોઈએ; કારણકે દરેક તેના સદ્ભાવથી તાપ, દૂરભાવથી શૈત્ય, અને અભાવથી મૃત્યુ પ્રાપ્ત કરે છે. એ પણ વિશેષ ધ્યાન આપવાની વાત છે, કે દરેકના જીવનનો ગુણ એ તેના સ્નેહનો ગુણ છે. (૧૪.)

૧૩. સ્વર્ગમાં બે વિશિષ્ટ સ્નેહો છે–**સ્વામી** તરફનો સ્નેહ, અને પડોશી તરફનો સ્નેહ. **સ્વામી** તરફનો સ્નેહ સર્વથી અંદરના અથવા ત્રીજા સ્વર્ગમાં ભરેલો છે, અને પડોશી તરફનો સ્નેહ બીજા અથવા વચલા સ્વર્ગમાં: દરેક **સ્વામી**માંથી વહે છે, અને દરેક સ્વર્ગ કરે છે. આ બે સ્નેહોનો વિશેષ, અને જે રીતે તેઓ સંયુક્ત છે તે, સ્વર્ગમાં સ્પષ્ટ પ્રકાશમાં હોય તેમ, પણ દુનિયામાં અસ્પષ્ટ દેખાય છે. સ્વર્ગમાં **સ્વામી**ને ચાહવાનો અર્થ **સ્વામી**ને તેની વ્યક્તિના સંબંધમાં નહીં પણ જે હિત તેનામાંથી છે તેને ચાહવાનો થાય છે; અને હિતને ચાહવું એટલે સ્નેહમાંથી હિત ઇચ્છવું અને કરવું તેઃ એ પ્રમાણે પડોશીને ચાહવાનો અર્થ તેને તેની વ્યક્તિના સંબંધમાં ચાહવાનો અને તેની સાથે સહવાસ કરવાનો નથી, પણ **શબ્દ**માંના સત્યને ચાહવાનો છે; અને સ-

ત્યને ચાહવું એટલે તેને ઇચ્છવું અને કરવું તે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે, કે આ બે સ્નેહો હિત અને સત્યની માફક વિશિષ્ટ છે, અને તેઓ સત્યની સાથે હિતની માફક સંયુક્ત છે; પણ જેઓ સ્નેહ અને હિતના સ્વભાવથી તથા પડોશી પદના ખરા અર્થથી અજ્ઞાન છે, તેવા માણસોને આ બાબતો સમજાવવી કઠિન છે.(૧૫.)

૧૪. મેં કેટલીક વાર આ વિષય સંબંધી દેવો સાથે વાતચિત કીધી છે, અને તેઓએ જાણીને વિસ્મય પ્રકટ કીધો છે, કે દેવાલયના મનુષ્યો, સ્વામીને અને પડોશીને ચાહવું એ હિત અને સત્યને ચાહવું અને તેને હૃદયમાંથી કરવું એજ છે, એમ સમજતાં નથી; જોકે તેઓ જાણી શકે, કે દરેક પોતે જેને ચાહે છે તેની ઇચ્છા પ્રમાણે ઇચ્છવા અને કરવાથી પોતાનો સ્નેહ પ્રકટ કરે છે, કારણકે એથી સ્નેહનું પ્રતિદાન અને પરસ્પર સંયોગ ઉદ્ભવે છે. કોઈની ઇચ્છા પ્રમાણે કર્યા વગર તેને ચાહવું, એથી પરસ્પર સ્નેહ વડે સંયોગ થતો નથી, અને ખરે એ ચાહવું જ નથી. દેવાલય એમ પણ જાણી શકે, કે જે હિત સ્વામીમાંથી પ્રસરે છે તે તેની પ્રતિકૃતિ છે, કારણકે તે તેમાં છે; અને જેઓ હિત અને સત્ય ઇચ્છી તથા કરીને તેમને પોતાના જીવનનાં તત્ત્વ બનાવે છે, તેઓ તેની પ્રતિકૃતિ બને છે, અને તેની સાથે સંયુક્ત થાય છે. ઇચ્છવું-એટલે કરવાને ચાહવું, અને આ પ્રમાણે સ્વામી પોતે શબ્દની અંદર શીખવે છે. તે કહે છે, "જે મારી આજ્ઞા સ્વીકારે છે અને પાળે છે તેજ મને ચાહે છે, અને હું તેને ચાહીશ, તથા તેની સાથે નિવાસ કરીશ," જોન, ૧૪:૨૧; અ

વળી, "તમે મારી આજ્ઞા પાળશો તો મારા સ્નેહમાં નિવાસ કરશો," જોન, ૧૫: ૧૦. (૧૬.)

૧૫. સ્વર્ગમાં બધો અનુભવ સાક્ષી પૂરે છે, કે સ્વામીમાં થી પ્રસરતું જે ઐશ્વર્ય દેવોને પ્રકૃત કરે છે, અને સ્વર્ગ બનાવે છે, તે સ્નેહ છે; કારણકે ત્યાં સર્વ સ્નેહ અને દયાનાં રૂપો છેઃ તેમનું સૌંદર્ય અવાચ્ય છે, અને તેમનાં વદન, વચન, અને જીવનની સૂક્ષ્મમાં સૂક્ષ્મ વસ્તુઓમાંથી સ્નેહ ઝળકી નીકળે છે; કારણકે દરેક દેવમાંથી અને દરેક જીવમાંથી પણ જીવનના માનસિક પ્રવાહો પ્રસરે છે, જે તેની આસપાસ રહે છે, અને જે વડે તેના સ્નેહના અનુરાગોનો ગુણ કેટલીક વાર ઘણે લાંબેથી જાણી શકાય છે. આ પ્રવાહો દરેકના અનુરાગના અને એ વડે વિચારના જીવનમાંથી, અથવા તેના સ્નેહના અને એ વડે આસ્થાના જીવનમાંથી પ્રસરે છે. જે દેવોમાંથી પ્રસરે છે તે સ્નેહથી એટલા બધા ભરેલા હોય છે, કે તેમની સાથે જે હોય તે સર્વનાં આંતર જીવન ઉપર તે અસર કરે છે. મેં તે કેટલીક વાર જોયા અને અનુભવ્યા છે. દેવો જેમાંથી જીવન મેળવે છે તે સ્નેહ છે, એમ એથી પણ સ્પષ્ટ થાય છે, કે પર જીવનમાં દરેક પોતાને પોતાના સ્નેહ પ્રમાણે વાળે છે. જેઓ સ્વામી અને પડોશી તરફના સ્નેહમાં છે, તેઓ પોતાને નિરંતર સ્વામી તરફ વાળે છે; પણ જેઓ પોતાના સ્નેહમાં છે તેઓ શરીરના દરેક ચાલનમાં પોતાને સ્વામીથી વિમુખ વાળે છે; કારણકે પર જીવનમાં અવકાશો ત્યાંના નિવાસીઓનાં આંતરોની સ્થિતિઓ પ્રમાણે રહે છે, અને દિશાઓ પણ ત્યાં દુનિયાની માફક નિશ્ચિત હોતી નથી, પણ

નિવાસીઓનાં વદનના વલણ પ્રમાણે નિશ્ચિત થાય છે. તોપણ એવું સમજવાનું નથી, કે દેવો પોતાની મેળે **સ્વામી** તરફ વળે છે, કારણકે જે **પોતાંમાંથી** છે તેવી વસ્તુઓ કરવાને જેઓ ચાહે છે, તેમને **સ્વામી જાતે પોતાના** તરફ વાળે છે; * * *. (૧૭.)

૧૬. સ્વર્ગોમાં **સ્વામીનું ઐશ્વર્ય** સ્નેહ છે, કારણકે સ્નેહ સ્વર્ગમાંની બધી વસ્તુઓનો ગ્રાહક છે, જેવી કે શાંતિ, બુદ્ધિ, જ્ઞાન, અને સુખ; કારણકે સ્નેહ પોતાને અનુકૂલ હોય તેવી બધી વસ્તુઓને, સૂક્ષ્મમાં સૂક્ષ્મને પણ, ગ્રહે છે; તે તેને ઇચ્છે છે, શોધે છે, અને તરત ગ્રહણ કરે છે, કારણકે તેને નિરંતર ભરાવાની અને પૂર્ણ થવાની ઇચ્છા રહે છે. મનુષ્યને આની ખબર છે, કારણકે તેનો સ્નેહ તેની સ્મૃતિમાંથી પોતાને અનુકૂલ હોય તેવી વસ્તુઓ જાણે કે તપાસે છે અને ગ્રહે છે, અને પોતાની અંદર તથા પોતાની નીચે તેને ભરે છે તથા ગોઠવે છે,—પોતાની અંદર એટલા માટે, કે તે પોતાની થઈ રહે, અને પોતાની નીચે એટલા માટે, કે તે પોતાને અધીન રહે; પણ બીજી બધી વસ્તુઓ કે જે અનુકૂલ ન હોય તે તે દૂર કરે છે, તથા નષ્ટ કરે છે. સ્નેહમાં પોતાને અનુકૂલ સત્યો ગ્રહણ કરવાની દરેક શક્તિ અને તેમને પોતાની સાથે સંયુક્ત કરવાની ઇચ્છા મૂળથી રહેલી છે, એવું જેમને સ્વર્ગમાં દાખલ કરવામાં આવે છે, તેમના ઉપરથી પણ સ્પષ્ટ થાય છે; કારણકે જ્યારે તેઓ દુનિયાની અંદર અજ્ઞાન રહેલા હોય છે, ત્યારે પણ દેવોની અંદર આવે છે ત્યારે દેવોના જ્ઞાનમાં અને સ્વર્ગનાં સુખોમાં પ્રવેશ કરે છે; કારણકે હિત અને સત્યને તેમની પોતાની ખાતર ચાહતા હોઇને તેમને

પોતાના જીવનમાં રોપેલાં હોવાને લીધે તેમણે અવાચ્ય વિભૂતિઓ વાળા સ્વર્ગને ગ્રહણ કરવાની પાત્રતા મેળવેલી હોય છે; પણ જેઓ પોતાના અને દુનિયાના સ્નેહમાં છે, તેઓ સ્વર્ગીય વસ્તુઓને ગ્રહણ કરવાને પાત્ર નથી ; કારણ કે, તેઓ તેમનો અનાદર અને તિરસ્કાર કરે છે, તેમનો સ્પર્શ અને પ્રવેશ થતાં દૂર નાસી જાય છે, અને નરકમાં જેઓ તેમના સરખા સ્નેહમાં હોય તેમની પાસે જઇને નિવાસ કરે છે. * * * (૧૮.)

૧૭. સ્વામી અને પડોશી તરફના સ્નેહમાં તમામ ઈશ્વરી સત્યોનો સમાવેશ થાય છે, એવું તે બે-સ્નેહો સંબંધી સ્વામીના પોતાના શબ્દોથી સ્પષ્ટ સમજાય છે, " તમારા ઈશ્વર સ્વામીને તમે તમારા બધા હૃદયથી, અને બધા આત્માથી, અને બધા મનથી ચાહજો. આ પહેલી અને મોટી આજ્ઞા છે; અને બીજી પણ તેના જેવી છે, તમારા પડોશીને તમારી પોતાની માફક ચાહજો. આ બે આજ્ઞાઓ ઉપર બધા કાનૂનો અને પેગંબરોનો આધાર છે, " મેથ્યુ, ૨૨:૩૭–૪૦. કાનૂનો અને પેગંબરો એ સમગ્ર શબ્દ અને તેટલા માટે સમગ્ર ઈશ્વરી સત્ય છે. (૧૯.)



## स्वर्गनां बे राज्यो.

૧૮. સ્વર્ગમાં અસંખ્ય વૈવિધ્ય છે, કોઇ પણ સમાજ કે કોઇ પણ એક દેવ બરાબર બીજાના જેવો નથી; પણ તેમાં સામાન્ય અને વિશેષ ભેદો છે. સામાન્યતઃ તેમાં બે રાજ્યો છે,

વિશેષતઃ ત્રણ સ્વર્ગો છે; અને તેની અંદર અસંખ્ય મંડલો છે. * * * (૨૦.)

૧૯. કેટલાએક દેવો સ્વામીમાંથી પ્રસરતું ઐશ્વર્ય વધારે આંતર પ્રકારે અને બીજા ઓછા આંતર પ્રકારે ગ્રહણ કરે છે. જેઓ તે વધારે આંતર પ્રકારે ગ્રહણ કરે છે તેઓ સ્નેહી દેવો, અને જેઓ ઓછે આંતર પ્રકારે ગ્રહણ કરે છે તેઓ જ્ઞાની દેવો કહેવાય છે; અને તેટલા માટે સ્વર્ગની અંદર બે જૂદાં જૂદાં રાજ્યો છે, સ્નેહી રાજ્ય અને જ્ઞાની રાજ્ય. (૨૧.)

૨૦. સ્નેહી રાજ્યના દેવો સ્વામીનું ઐશ્વર્ય વધારે આંતર પ્રકારે ગ્રહણ કરે છે, અને તેટલા માટે તેઓ આંતર અને ઉત્તમ દેવો કહેવાય છે; તથા તેમનાં સ્વર્ગો પણ આંતર અને ઉત્તમ કહેવાય છે. * * * (૨૨.)

૨૧. સ્નેહી રાજ્યના દેવો જે સ્નેહમાં છે તે સ્નેહી સ્નેહ, અને જ્ઞાની રાજ્યના દેવો જે સ્નેહમાં છે તે જ્ઞાની સ્નેહ કહેવાય છે. સ્નેહી સ્નેહ સ્વામી તરફનો સ્નેહ છે, અને જ્ઞાની સ્નેહ પડોશી તરફની દયા છે; બધું હિત સ્નેહનું છે, કારણકે જે કંઇ કોઇ ચાહે છે, તે તેને હિત છે, તેટલા માટે હિત પણ એક રાજ્યનું સ્નેહી, અને બીજાનું જ્ઞાની કહેવાય છે. * * * (૨૩.)
* * *

૨૨. સ્વામીના સ્નેહી રાજ્યના દેવો તેના જ્ઞાની રાજ્યના દેવો કરતાં જ્ઞાનમાં અને દીપ્તિમાં ઘણા ચડિયાતા છે, એટલા માટે, કે તેઓ સ્વામીનું ઐશ્વર્ય વધારે આંતર પ્રકારે ગ્રહણ કરે છે; કારણકે તેઓ તેના સ્નેહમાં છે, અને તેટલા માટે તેની

સાથે વધારે આંતર સંબંધથી જોડાયેલા છે. સ્નેહી દેવો આ પ્રકારના છે, કારણકે જ્ઞાની દેવોની માફક તેઓ ઈશ્વરી સત્યોને પ્રથમ સ્મૃતિ અને વિચારમાં નહીં, પણ તરત જીવનમાં સ્વીકારે છે; એટલેકે તે તેમનાં હૃદય પર લખાઈ જાય છે; તેઓ જાણે કે તેમને સ્વતઃ જુએ છે, અને તે સત્યો છે કે કેમ એ સંબંધી કદાપિ વિતર્ક કરતા નથી. * * * ( ૨૫.)

૨૩. એમ કહેવાયું કે સ્નેહી દેવો બીજા બધાના કરતાં વધારે જ્ઞાન અને દીપ્તિ ગ્રહણ કરે છે, કારણકે તેઓ ઈશ્વરી સત્યો તરત જીવનમાં સ્વીકારે છે; અર્થાત્ જેવા તેઓ સત્યો સાંભળે છે, તેવા તેઓ તેમને ઇચ્છે છે અને કરે છે, તેમને સ્મૃતિમાં એકઠાં કરીને તેઓ સત્ય છે કે કેમ એમ વિચારવા લાગતા નથી. જેઓ આ પ્રકારના છે તેવા બધા કોઇ પણ સત્ય સાંભળે છે કે તત્ક્ષણ સ્વામીના પ્રવેશ વડે તે સત્ય છે એમ જાણી શકે છે; કારણકે સ્વામી મનુષ્યની ઇચ્છામાં કશા વ્યવધાન વગર, પણ તેના વચારમાં ઇચ્છા દ્વારા જ પ્રવેશ કરે છે, અથવા બીજા શબ્દોમાં, સ્વામી હિતમાં કશા વ્યવધાન વગર પણ સત્યમાં હિત દ્વારા જ વહે છે; કારણકે જે ઇચ્છાનું અને તે વડે ક્રિયાનું છે તે હિત કહેવાય છે, પણ જે સ્મૃતિનું અને તે વડે વિચારનું છે તે સત્ય કહેવાય છે. બેશક બધું સત્ય ઈચ્છામાં પેસે કે તરત હિત બનીને સ્નેહમાં રોપાય છે; પણ જ્યાં સુધી તે સ્મૃતિમાં અને તે વડે વિચારમાં રહે, ત્યાં સુધી તે હિત થતું નથી, જીવતું નથી, અને મનુષ્યને આરોપિત પણ થતું નથી;

કારણકે મનુષ્ય ઇચ્છા વડે અને તેમાંથી પ્રભવતી બુદ્ધિ વડે મનુષ્ય છે, ઇચ્છાથી ભિન્ન બુદ્ધિ વડે નહીં. (૨૬.)

૨૪. સ્નેહી અને જ્ઞાની દેવોની વચ્ચે આ પ્રકારનો ભેદ છે, તેટલા માટે તેઓ સાથે નિવાસ કે સમાગમ કરતા નથી; પણ તેમની વચ્ચે મધ્યસ્થ દેવમંડલો વડે વ્યવહાર છે, જે મંડલો સ્નેહજ્ઞાની કહેવાય છે, અને જેમના દ્વારા સ્નેહી રાજ્ય જ્ઞાની રાજ્યની અંદર વહે છે. આમ છે તેટલા માટે જો કે સ્વર્ગની અંદર બે રાજ્યો છે, તોપણ બન્ને એક છે, કારણકે સ્વામી હમેશાં મધ્યસ્થ દેવો પુરા પાડે છે, જેઓ વ્યવહાર કરાવે છે, અને સંબંધ બાંધે છે. * * * (૨૭.)

---

## त्रण स्वर्गो.

૨૫. સ્વર્ગો ત્રણ છે, અને તેઓ એક બીજાથી બિલકુલ ભિન્ન છે; આંતર અથવા ત્રીજું સ્વર્ગ, વચલું અથવા બીજું, અને બાહ્ય અથવા પહેલું. તેઓ ક્રમમાં રહેલાં છે, અને મનુષ્યના શરીરમાંના ઉત્તમાંગ અથવા મસ્તક, મધ્યમાંગ અથવા ધડ, તથા અધમાંગ અથવા પગની માફક; અને ઘરના ઉપલા, વચલા, તથા પહેલા મજલા પ્રમાણે પરસ્પર સંબંધ ધરાવે છે. સ્વામીમાંથી પ્રસરતું ઐશ્વર્ય પણ એજ ક્રમમાં ઉતરે છે; અને તેટલા માટે ક્રમની અવશ્યતા વડે સ્વર્ગ ત્રિલોક છે. (૨૯.)

* * * *

૨૬. દરેક સ્વર્ગમાં એક **આંતર** અને એક **બાહ્ય** છે. જે-

ઓ આંતરમાં હોય છે તેઓ આંતર દેવો, અને જેઓ બાહ્યમાં હોય છે તેઓ બાહ્ય દેવો કહેવાય છે. સ્વર્ગોની અથવા દરેક સ્વર્ગની અંદર જે આંતર અને બાહ્ય છે, તે મનુષ્યની ઇચ્છા અને તેની બુદ્ધિના જેવાં છે; આંતર ઈચ્છાના જેવું અને બાહ્ય તેની બુદ્ધિના જેવું. * * * (૩૨.)

૨૭. એ ખાસ ધ્યાન આપવાની વાત છે કે દેવોનાં આંતરો વડે તેઓ જે સ્વર્ગમાં રહે છે તે નિશ્ચિત થાય છે; કારણકે જેમ તેમનાં આંતરો **સ્વામી** તરફ વધારે ખુલ્લાં હોય છે, તેમ તેઓ જે સ્વર્ગમાં વસે છે તે વધારે આંતર હોય છે. દેવ, જીવ, અથવા મનુષ્ય–સર્વમાં આંતરોની ત્રણ કોટિ હોય છે. જેમનામાં ત્રીજી કોટિ ખુલ્લી હોય છે તેઓ આંતર સ્વર્ગમાં રહે છે;જેમનામાં વચલી કોટિ ખુલ્લી હોય છે તેઓ વચલા સ્વર્ગમ; અને જેમનામાં માત્ર પહેલી ખુલ્લી હોય છે તેઓ છેક નીચલા સ્વર્ગમાં. આંતરો ઈશ્વરી હિત અને ઈશ્વરી સત્યના ગ્રહણથી ખુલ્લાં થાય છે. * * * આ ઉપરથી સ્પષ્ટ છે, કે આંતરોની સ્થિતિ સ્વર્ગ બનાવે છે, અને કે સ્વર્ગ આપણી અંદર છે, બહાર નહીં. આ પ્રમાણે **સ્વામી** પોતે પણ શીખવે છે, " ઈશ્વરનું રાજ્ય જોવાથી આવતું નથી; તેમ કોઇ એવું પણ નહીં કહેશે કે જુઓ અહીં ! અથવા; જુઓ તહીં! કારણ કે જુઓ, ઇશ્વરનું રાજ્ય તમારી અંદર છે," લૂક. ૧૭: ૨૦, ૨૧. ( ૩૩. )

૨૮. બધી પૂર્ણતા આંતરો તરફ વધતી અને બાહ્યો તરફ ઘટતી જાય છે, કારણ કે આંતર વસ્તુઓ **ઐશ્વર્યની** નજીક અને સ્વતઃ શુદ્ધતર છે; પણ બાહ્ય વસ્તુઓ **ઐશ્વર્યથી** દૂર અને સ્વતઃ સ્થૂલતર છે. દૈવી પૂર્ણતાનો બુદ્ધિ, જ્ઞાન, સ્નેહ અને દરેક હિત-

માં, તથા તે વડે સુખમાં સમાવેશ થાય છે, પણ તેમના વગર સુખમાં નહીં; કારણકે તેમના વગરનું સુખ આંતર નહીં પણ બાહ્ય હોય છે. * * * ( ૩૪ )

૨૯. આ પ્રકારના ભેદને લીધે એક સ્વર્ગનો દેવ બીજા સ્વર્ગના દેવોની અંદર પ્રવેશ કરી શકતો નથી; બીજા શબ્દોમાં, કોઇપણ ઉતરતા સ્વર્ગમાંથી ચડી કે ચડતા સ્વર્ગમાંથી ઉતરી શકતો નથી; કારણકે જે કોઇ નીચેના સ્વર્ગમાંથી ઉપરના સ્વર્ગમાં ચડે છે, તેને દુઃખદાયક ચિંતા થાય છે, તે ત્યાં જે હોય તેમને જોઈ શકતો નથી, એટલે વાત પણ કરી શકતો નથી; તેમ જે ઉપરના સ્વર્ગમાંથી-નીચેનામાં ઉતરે છે, તેનું જ્ઞાન જતું રહે છે, તે બોલતાં અચકાય છે, અને નિરાશાથી ભરાઈ જાય છે. છેક નીચેના સ્વર્ગના કેટલાએક દેવો, જેમને સ્વર્ગ દેવોના આંતરોમાં હોવા સંબંધી શિક્ષણ મળેલું ન હતુ, તેઓ એવું માનતા હતા, કે તેમને ઉપરના દેવોના સ્વર્ગમાં દાખલ કરવામાં આવે, તો તેઓ ચડિયાતું સ્વર્ગસુખ ભોગવી શકે, અને તેટલા માટે તેમને તેમાં દાખલ થવાની રજા મળેલી; પણ જ્યારે તેઓ દાખલ થયેલા ત્યારે તેઓ શોધ કરવા છતાં, અને ઘણા હાજર હતા તોપણ, કોઇને જોઈ શકેલા નહીં; કારણકે તે સ્વર્ગના નિવાસીઓના જેટલાં એ નવીનોનાં આંતરો ઉઘડેલાં નહીં, અને તેટલા માટે તેમની દૃષ્ટિ પણ બંધ રહેલી. પ્રવેશ પછી થોડા વખતમાં તેમને હૃદયની એવી તીવ્ર વેદના થયેલી, કે પોતે જીવે છે કે નહીં તેનું પણ તેમને થોડું જ ભાન રહેલું; અને તેટલા માટે તેઓ જે સ્વર્ગમાંથી આવ્યા હતા ત્યાં પાછા ગયેલા, પોતા-

નાઓને મળીને પ્રસન્ન થયેલા, અને પોતાના જીવનને અનુકૂલના કરતાં ઉચ્ચતર વસ્તુઓને નહીં ઇચ્છવાનું તેમણે વચન આપેલું. * * * (૩૫.)

* * * *

૩૦. જેમને કોટિઓ સંબંધી ઈશ્વરી ક્રમ શું છે તેની ખબર નથી, તેઓ સ્વર્ગો કેવી રીતે ભિન્ન છે તે, તથા આંતર અને બાહ્ય મનુષ્ય એટલે શું તે, પણ સમજી શકે તેમ નથી. ઘણાખરા માણસો આંતર અને બાહ્ય અથવા ઉપરની અને નીચેની વસ્તુઓ સંબંધી એવું જ સમજે છે, કે તેઓ સંતત છે; પણ આંતર અને બાહ્ય વસ્તુઓ સંતત હોતી નથી, વિચ્છિન્ન હોય છે. કોટિઓ બે પ્રકારની છે, સંતત અને વિચ્છિન્ન. સંતત કોટિઓ જ્વલનમાંથી તે બંધ પડે ત્યાં સુધીના પ્રકાશના ક્ષયની કોટિઓ જેવી છે; * * * પણ વિચ્છિન્ન કોટિઓ પુરોગામી અને અનુગામીની અથવા કારણ અને પરિણામની માફક એકબીજીથી ભિન્ન છે. * * * વિષયાસક્ત મનુષ્યો આ ભેદો સમજતા નથી, કારણકે તેઓ વિચ્છિન્ન કોટિઓના વૃદ્ધિક્ષયો પણ સંતત સમજે છે; અને તેટલા માટે માનસિક સંબંધી પાર્થિવના શુદ્ધતર પ્રકારના કરતાં બીજી કલ્પના કરવાને તેઓ અશક્ત છે. આમ છે તેટલા માટે તેઓ બુદ્ધિથી બહાર અને તેનાથી ઘણા વેગળા પણ છે. (૩૮.)

૩૧. છેવટે ત્રણેય સ્વર્ગોના દેવો સંબંધી એક રહસ્ય પ્રકટ કરવાની પરવાનગી મળે છે. એ રહસ્ય પહેલાં કોઇ વાર મનુષ્ય-

ના મનમાં ઉતર્યું નથી, કારણકે કોઇને પણ હજી સુધી કોટિ-ઓનું સ્વરૂપ સમજાયું નથી. દરેક દેવમાં અને દરેક મનુષ્યમાં પણ એક સર્વથી આંતર અથવા સર્વોપરિ કોટિ છે, અથવા એક સર્વથી આંતર અને સર્વોપરિ કંઇક છે, કે જેમાં **સ્વામીનું ઐ**-શ્વર્ય વ્યવધાન વગર વહે છે, અને જેમાંથી તે બધી આંતર વસ્તુઓની ક્રમ પ્રમાણે વ્યવસ્થા કરે છે. આ આંતર અથવા સ-ર્વોપરિ કોટિને દેવો અને મનુષ્યોની અંદર સ્વામીનું પ્રવેશદ્વાર અને નિવાસસ્થાન પણ કહી શકાય. આ સર્વથી આંતર અને સર્વોપરિ કોટિ વડે મનુષ્ય મનુષ્ય, અને તે વગરનાં પશુ-ઓથી ભિન્ન, છે; અને આમ છે તેટલા માટે મનુષ્યને તેનાં આંતરો વડે સ્વામી પોતાના સુધી ઉત્કૃષ્ટ કરી શકે છે; કે તે તેને માને, ચાહે, અને આ પ્રમાણે જોઈ શકે; * * *. આ-ટલા માટે જ મનુષ્ય અમર પણ છે; પણ આ સર્વોપરિ કોટિમાં સ્વામીએ જે યોજનાઓ કીધી છે, તે કોઇ પણ દેવને સ્પષ્ટ દેખાતી નથી, કારણકે તે તેના વિચારની ઉપર અને તેના જ્ઞા-નથી ચડિયાતી છે. ( ૩૯. )

* * * *



## સ્વર્ગોમાં અસંખ્ય મંડલો રહેલાં છે.

૩૨. દરેક સ્વર્ગના દેવો એક સાથે એક સ્થલમાં નથી, પણ જે સ્નેહ અને આસ્થાના હિતમાં તેઓ હોય છે તેમના ભેદ પ્ર-માણે તેઓ મોટાં કે નાનાં મંડલોમાં રહે છે. સ્વર્ગોમાં હિતનું

અસંખ્ય વૈવિધ્ય છે; અને દરેક દેવનો ગુણ તેના હિતથી નિર્ણીત થાય છે. (૪૧.)

૩૩. સ્વર્ગનાં દેવમંડલો તેમનાં હિતોના સામાન્ય અને વિશેષ ભેદો પ્રમાણે એક બીજાંથી દૂર પણ છે; કારણકે માનસિક દુનિયામાં અંતરો આંતરોની સ્થિતિના ભેદોથી, અર્થાત્ સ્વર્ગમાં સ્નેહની સ્થિતિના ભેદોથી ઉત્પન્ન થાય છે. જે દેવો બહુ ભિન્ન હોય છે તેઓ બહું દૂર રહે છે, અને જેઓ થોડા ભિન્ન હોય છે તેઓ નજીક વસે છે, કારણકે સમાનતા તેમને પાસે લાવે છે. (૪૨.)

૩૪. એક મંડલમાં પણ બધા એજ નિયમ પ્રમાણે સ્પષ્ટ ગોઠવાયેલા હોય છે. જેઓ વધારે પૂર્ણ, અર્થાત્ હિતમાં અને તેટલા માટે સ્નેહ, જ્ઞાન, અને બુદ્ધિમાં ચડિયાતા હોય છે, તેઓ મધ્યમાં રહે છે; અને જેઓ ઓછા ચડિયાતા હોય છે તેઓ આસપાસ અને પૂર્ણતાની ન્યૂનતાના પ્રમાણમાં દૂર વસે છે. આ વ્યવસ્થા મધ્યમાંથી પરિધ તરફ ઓછા થતા પ્રકાશની સાથે સરખાવી શકાય. જેઓ મધ્યમાં હોય છે તેઓ સર્વથી વધારે પ્રકાશમાં, અને જેઓ પરિધ તરફ હોય છે તેઓ ઓછા ઓછા પ્રકાશમાં રહે છે. (૪૩.)

૩૫. જે દેવો સરખા હિતમાં હોય છે તેઓ જાણે કે મેળે મેળે સંબદ્ધ થાય છે; કારણકે પોતાના સમાનોની સાથે તેઓ જાણે કે પોતાનાંની સાથે, અથવા પોતાના ઘરમાં હોય તેમ રહે છે, પણ બીજાઓની સાથે જાણે અજાણ્યાઓની સાથે અથવા

ઘર બહાર હોય તેમ. જ્યારે પોતાના સમાનોની સાથે હોય છે, ત્યારે તેઓ પોતાના મોક્ષમાં અને એ વડે પોતાના જીવનના પૂર્ણ ઉલ્લાસમાં રહે છે. ( ૪૪. )

૩૬. આ ઉપરથી સ્પષ્ટ છે કે સ્વર્ગમાં બધા હિતથી સંયુક્ત અને તેના ગુણ પ્રમાણે વિભિન્ન થાય છે. તોપણ સ્વામી કે જે બધા હિતનું મૂલ છે, તેજ દેવોનાં મંડલો ગોઠવે છે, દેવો પોતે નહીં. તે તેમને દોરે છે, એકઠા કરે છે, ગોઠવે છે, અને હિતમાં હોય તેટલે અંશે મોક્ષમાં રાખે છે; અને આ પ્રમાણે તે દરેકનું તેમનાં સ્નેહ, આસ્થા, બુદ્ધિ, અને જ્ઞાનના જીવનમાં તથા તે વડે સુખમાં રક્ષણ કરે છે. ( ૪૫. )

૩૭. જેઓ સમાન હિતમાં હોય છે તેઓ એકબીજાને દુનિયામાં જેવી રીતે પોતાનાં સગાં, સંબંધી, અને દોસ્તોને ઓળખે તેવી રીતે ઓળખે છે, જોકે તેમણે તેમને કદાપિ જોયેલા ન હોય તોપણ; કારણકે પર જીવનમાં માનસિક અર્થાત્ સ્નેહ અને આસ્થાનાં સિવાય બીજાં સગપણો, સંબંધો, કે દોસ્તીઓ નથી. હું શરીરથી છૂટો અને દેવોની અંદર હોઉં તે વખતે કેટલીક વાર આ જોવાની મને પરવાનગી મળી છે; અને ત્યારે કેટલાએક મને એવા દેખાયેલા કે જાણે તેમને હું બચપણથી ઓળખતો હોઉં, પણ બીજા મને બિલકુલ અજાણ્યા દેખાયેલા; જેઓ મને બચપણથી ઓળખીતા દેખાયેલા તેઓ મારા જીવની સમાન સ્થિતિમાં હતા; પણ જેઓ અજાણ્યા દેખાયેલા તેઓ અસમાન સ્થિતિમાં. ( ૪૬. )

૩૮. એક જ મંડલના દેવોના ચહેરાઓમાં સામાન્ય સ-

માનતા હોય છે, પણ તેઓ પરસ્પર વિશિષ્ટ છે. જે સામાન્ય સમાનતાની અંદર વ્યક્તિગત વિશેષનો સમાવેશ થઈ શકે છે, તેનું સ્વરૂપ કંઇ અંશે દુનિયાનાં ઉદાહરણો પરથી સમજી શકાશે; એ સુપ્રસિદ્ધ વાત છે, કે દરેક પ્રજાની અંદર ચહેરા અને આંખોમાં અમુક સામ્ય હોય છે, જે વડે તે પ્રજા બીજી બધી પ્રજાઓમાં ઓળખાઈ આવે છે; એથી પણ વધારે ભિન્ન ભિન્ન કુટુંબો ઓળખાઈ આવે છે; પણ આ પ્રમાણે સ્વર્ગમાં વધારે પૂર્ણતાથી થાય છે, કારણકે ત્યાં બધા આંતર અનુરાગો ચહેરામાં પ્રકટ થાય છે અને ઝળકી નીકળે છે; કારણકે સ્વર્ગમાં ચહેરો અનુરાગોનું બાહ્ય અને પ્રદર્શક રૂપ છે. અનુરાગોનો સમરૂપ ન હોય તેવો કોઇ પણ ચહેરો સ્વર્ગમાં હોઈ શકે નહીં. * * * (૪૭.)

૩૯. આમ હોવાને લીધે જે દેવ જ્ઞાનમાં ચડિયાતો હોય છે, તે બીજાનો ગુણ તત્ક્ષણ તેના ચહેરા પરથી જાણી શકે છે; કારણકે સ્વર્ગમાં કોઇ પણ ધારણ કરેલા ચહેરાની નીચે પોતાનાં આંતરોને છુપાવી શકતો નથી, અને પ્રપંચ અને દંભથી જૂઠું બોલવાને અને છેતરવાને તે કેવળ અશક્ત છે. * * *(૪૮.)

૪૦. સ્વર્ગનાં બધાં મંડલો એક બીજાંની સાથે વ્યવહાર કરે છે, જોકે ખુલ્લા સમાગમથી નહીં, કારણકે થોડા જ એક મંડલમાંથી બીજા મંડલમાં જાય છે; કારણકે પોતાના મંડલમાંથી જવું એ પોતાનામાંથી અથવા પોતાના જીવનમાંથી તેટલું અનુકૂલ ન હોય તેવા જીવનમાં જવા સરખું છે: તોપણ દરેક

જીવનમાંથી જે પ્રવાહ વહે છે, તે વડે બધાનો સંબંધ છે. જીવનનો પ્રવાહ એ સ્નેહ અને આસ્થાના અનુરાગોનો પ્રવાહ છે. આ પ્રવાહ આસપાસનાં મંડલોમાં પ્રસરે છે, અને અનુરાગો વધારે આંતર તથા પૂર્ણ હોય તે પ્રમાણે તેનો વિસ્તાર વધારે હોય છે, તથા એવું છે તેટલા માટે દેવો એ વિસ્તારના પ્રમાણમાં બુદ્ધિમાન અને જ્ઞાની હોય છે. જેઓ છેક આંતર સ્વર્ગમાં અને તેના મધ્યમાં છે તેમનો પ્રવાહ સમગ્ર સ્વર્ગમાં પ્રસરે છે, અને તેથી કરીને સમગ્ર સ્વર્ગનો દરેક સાથે અને દરેકનો સર્વ સાથે સંબંધ છે. * * * (૪૯.)

૪૧. ઉપર કહેલું છે, કે સ્વર્ગોમાં મોટાં અને નાનાં મંડલો છે; મોટાં મંડલોમાં કરોડો, નાનામાં હજારો, અને છેક નાનામાં કેટલાએક સો દેવો રહે છે. એવા પણ કેટલાએક દેવો છે કે જેઓ જાણે કે જૂદાં મકાનો અને કુટુંબોમાં છૂટા રહે છે, પણ જોકે તેઓ એવી રીતે છૂટા રહે છે, તોપણ તેઓ માંડલિક દેવોની માફક ગોઠવાયેલા હોય છે, વધારે જ્ઞાની હોય તેવા મધ્યમાં અને ઓછા જ્ઞાની હોય તેવા આંસોમાં. આ દેવો ઈશ્વરી દૃષ્ટિ અને નીતિની સન્નિધિમાં છે, અને સારામાં સારા દેવો છે. (૫૦.)

## दरेक मंडल नाना रूपमां स्वर्ग छे, अने दरेक देव नानामां नाना रूपमां स्वर्ग छे.

૪૨. દરેક મંડલ નાના રૂપમાં સ્વર્ગ છે, અને દરેક દેવ નાનામાં નાના રૂપમાં સ્વર્ગ છે, કારણકે સ્નેહ અને આસ્થાનું હિત સ્વર્ગ બનાવે છે, અને એ હિત સ્વર્ગના દરેક મંડલમાં, અને દરેક મંડલના દરેક દેવમાં રહેલું છે. આ હિત સર્વત્ર ભિન્ન અને વિવિધ છે તેથી કશો બાધ નથી, કારણકે એ સ્વર્ગનું હિત છે, અને તેના ભેદો પ્રમાણે માત્ર સ્વર્ગનો સમરૂપ ગુણ બદલાય છે. આવું છે તેટલા માટે જ જ્યારે કોઈ સ્વર્ગના અમુક મંડલમાં દાખલ થાય છે, ત્યારે તે સ્વર્ગમાં ગયો એમ કહેવામાં આવે છે; અને તેના નિવાસીઓ સ્વર્ગમાં છે, અને દરેક પોતાના સ્વર્ગમાં છે, એમ પણ કહેવાય છે. * * * (૫૧.)

૪૩. દરેક મંડલ નાના રૂપમાં સ્વર્ગ છે, કારણકે દરેક મંડલ આખા સ્વર્ગના જેવા સ્વર્ગીય રૂપમાં છે; કારણકે આખા સ્વર્ગમાં જેઓ બીજાથી ચડિયાતા હોય છે તેઓ મધ્યમાં, અને જેઓ ઓછા ચડિયાતા હોય છે તેઓ આસપાસ પ્રાંતો સુધી રહે છે, ( જુઓ, ક. ૩૪ ). સ્વામી પણ આખા સ્વર્ગમાં બધાને તેઓ જાણે એક દેવ હોય તે પ્રમાણે દોરે છે, અને દરેક મંડલમાં જેઓ હોય તેમને પણ એ પ્રમાણે, અને તેટલા માટે એક આખું દેવમંડલ કેટલીક વાર દેવના રૂપમાં એક હોય તે પ્રમાણે દેખાય છે, જે મેં સ્વામીની રજાથી જોયું છે. જ્યારે સ્વા-

મી પોતે દેવોની અંદર દર્શન આપે છે, ત્યારે તે પણ એક તરીકે દેવના રૂપમાં દેખાય છે; અને તેટલા માટે જ સ્વામીને શબ્દમાં 'દેવ' કહે છે, અને એક આખા મંડલને પણ એ પ્રમાણે કહેવામાં આવે છે; કારણકે માઇકેલ, ગેબ્રિએલ, અને રેફાંએલ માત્ર દેવમંડલો છે, અને તેમનાં કામ પરથી જ તેમનાં નામ પડેલાં છે. (પ૨.)

૪૪. જે પ્રમાણે એક આખું મંડલ નાના રૂપમાં સ્વર્ગ છે, તે પ્રમાણે દરેક દેવ પણ નાનામાં નાના રૂપમાં સ્વર્ગ છે; કારણકે સ્વર્ગ દેવની બહાર નથી, પણ અંદર છે, કારણકે તેનાં આંતરો, જે તેના મનમાં છે, તે સ્વર્ગના રૂપમાં ગોઠવાયેલાં છે, અને તેટલા માટે તેની બહાર સ્વર્ગની બધી વસ્તુઓના ગ્રહણને માટે પાત્ર છે. આ વસ્તુઓ દરેક દેવ તેની અંદર સ્વામી તરફથી જે હિત હોય છે તે પ્રમાણે ગ્રહણ કરે છે, અને તેટલા માટે દરેક દેવ એક સ્વર્ગ છે. (પ૩.)

૪પ. એમ કદાપિ ન કહેવાય, કે સ્વર્ગ કોઇની પણ બહાર કે આસપાસ છે, પણ એમ, કે તે તેની અંદર છે; કારણકે દરેક દેવ પોતાની આસપાસના સ્વર્ગને પોતાની અંદરના સ્વર્ગ પ્રમાણે ગ્રહણ કરે છે; અને આથી કરીને, સ્વર્ગમાં જવું એ જીવનના ગુણ સાથે કશા સંબંધ વગર દેવોની અંદર પેસવાનું છે, અને સ્વર્ગ કેવલ અનિયત દયા વડે ગમે તેને આપી શકાય, એવું જે લોકો માને છે, તેઓ કેટલા બધા છેતરાયા છે તે સ્પષ્ટ માલુમ પડશે; જ્યારે ખરી વાત તો એ છે, કે જો સ્વર્ગ આપણી અંદર ન હોય, તો આપણી બહાર સ્વર્ગની બધી વસ્તુઓમાંથી

કશી પણ આપણામાં વહી કે ગ્રહીત થઈ શકે નહીં. બેશક ઘણા જીવો જૂદી રીતે માને છે, અને કેટલાકને તેટલા માટે સ્વર્ગમાં પણ લેવામાં આવ્યા હતા; પણ તેમનું આંતર જીવન દેવોના આંતર જીવનથી વિરુદ્ધ હોવાને લીધે, તેઓ બુદ્ધિમાં અંધ થયેલા, અને છેવટે દિવાના જેવા બનેલા, અને તેમની ઇચ્છાને એટલું કષ્ટ થયેલું કે તેઓ દિવાનાની માફક આચરણ કર્યા વગર રહી શકેલા નહીં. ટૂંકામાં, પાપી જીવન જીવ્યા પછી જેઓ સ્વર્ગમાં જાય છે, તેમનો શ્વાસ રોધાય છે, અને તેઓ પાણીમાંથી હવામાં લીધેલી માછલીઓની માફક ટળવળે છે; અથવા અંદરથી વાત કાઢી લીધેલા વાતયંત્રની અંદરના પ્રાણીઓની માફક; અને આ ઉપરથી સ્પષ્ટ છે કે સ્વર્ગ આપણી બહાર નથી, પણ આપણી અંદર છે. (૫૪.)

૪૬. બધા પોતાની અંદરના સ્વર્ગના ગુણ પ્રમાણે જ પોતાની આસપાસનું સ્વર્ગ ધારણ કરે છે, તેટલા માટે તેઓ સ્વામીને પણ એજ રીતે ધારણ કરે છે, કારણકે સ્વામીનું ઐશ્વર્ય સ્વર્ગ બનાવે છે; અને, એથી કરીને જ્યારે સ્વામી કોઇ પણ મંડલમાં પોતાને પ્રકટ કરે છે, ત્યારે ત્યાં તે તે મંડલ જે હિતમાં હોય તેના ગુણ પ્રમાણે દેખાય છે, અને આ પ્રમાણે જેવો એક મંડલમાં દેખાય છે તેવો બીજામાં દેખાતો નથી; પણ આ ભેદ સ્વામીમાં નથી પણ જેઓ તેને પોતાના હિતમાંથી અને તેટલા માટે તે હિત પ્રમાણે જુએ છે, તેમનામાં છે. દેવો સ્વામીના દર્શનથી પ્રકૃત પણ તેના સ્નેહના ગુણ પ્રમાણે થાય છે; કારણકે જેઓ તેને પરમ આંતર પ્રકારે ચાહે છે તેઓ

પરમ આંતર પ્રકારે પ્રકૃત થાય છે; અને જેઓ ઓછા ચાહે છે તેઓ ઓછા; અને પાપીઓ, કે જેઓ સ્વર્ગની બહાર છે તેમને તો તેની સમક્ષતાથી દારુણ વ્યથા થાય છે. જ્યારે સ્વામી કોઇપણ મંડલમાં દેખાય છે, ત્યારે ત્યાં તે દેવ તરીકે દેખાય છે; પણ જે ઐશ્વર્ય તેનામાંથી ઝળકે છે, તેને લીધે તે બીજા દેવો માંથી ઓળખાઈ આવે છે. ( ૫૫. )

૪૭. સ્વર્ગ જ્યાં જ્યાં સ્વામી સ્વીકારાય છે, મનાય છે, અને ચહાય છે, ત્યાં ત્યાં છે; અને ભિન્ન ભિન્ન મંડલોનાં હિતના વૈવિધ્યથી હાનિ નથી, પણ લાભ છે; કારણકે સ્વર્ગની પૂર્ણતા એ વૈવિધ્યમાંથી પરિણમે છે. * * * આ કારણો ઉપરથી સ્વર્ગમાં પણ વૈવિધ્યમાંથી પૂર્ણતા શી રીતે પરિણમે છે એ જોઈ શકાય તેમ છે; કારણકે પાર્થિવ દુનિયાની વસ્તુઓ એક આરસી જેવી છે, કે જે માનસિક દુનિયાની વસ્તુઓની છાયા પાડે છે. ( ૫૬. )

૪૮. જે કંઇ સ્વર્ગ સંબંધી કહેવામાં આવ્યું, તે સર્વ દેવાલય સંબંધી પણ કહી શકાય, કારણ કે દેવાલય એ દુનિયા પર સ્વામીનું સ્વર્ગ છે. દેવાલય પણ સ્વર્ગની માફક અનેક મંડલનું બનેલું છે, અને તોપણ દરેક દેવાલય કહેવાય છે, અને દેવાલય છે, જેટલે અંશે સ્નેહ અને આસ્થાનું હિત તેની અંદર સર્વોપરિ હોય તેટલે અંશે; અને અહીં પણ સ્વામી વૈવિધ્યમાંથી ઐકય અને ઘણાં દેવાલયોનું એક દેવાલય કરે છે: અને જે કંઇ સામાન્ય દેવાલય સંબંધી કહી શકાય, તે સર્વ દેવાલયના દરેક વિશેષ અવયવ સંબંધી પણ કહી શકાય, કારણકે દેવાલય મનુષ્યની અંદર છે; તેની બહાર નથી; અને

દરેક મનુષ્ય, જેની અંદર સ્નેહ અને આસ્થાના હિતમાં સ્વામી વર્તમાન હોય, તે એક દેવાલય છે. વળીઃ જેની અંદર સ્વર્ગ છે તેવા દેવને માટે જે કંઇ કહી શકાય, તે બધું જેની અંદર દેવાલય છે તેવા મનુષ્યને માટે પણ કહી શકાય, કારણકે જે પ્રમાણે દેવ એક નાનામાં નાના રૂપમાં સ્વર્ગ છે, તે પ્રમાણે તે એક નાનામાં નાના રૂપમાં દેવાલય છે; ખરે એમ પણ કહી શકાય, કે જે મનુષ્યની અંદર દેવાલય છે તે દેવની માફક જ એક સ્વર્ગ છે, કારણકે મનુષ્ય સ્વર્ગે જવાને અને દેવ થવાને સરજયેલો છે; અને તેટલા માટે જે સ્વામીમાંથી હિત ધારણ કરે છે તે એક મનુષ્ય–દેવ છે. અને આ સ્થલે મનુષ્યની પાસે દેવોને છે તેવું શું છે, અને શું વધારે છે, તે કહેવું પ્રાસંગિક છે. મનુષ્ય દેવની સમાન એથી કરીને છે, કે તેનાં આંતરો દેવનાં આંતરોની માફક સ્વર્ગના જેવા રૂપમાં છે, અને કે જેટલે અંશે તે સ્નેહ અને આસ્થાના હિતમાં રહે છે તેટલે અંશે તે સ્વર્ગની પ્રતિમા બને છેઃ પણ મનુષ્યનો વિશેષ એ છે, કે તેનાં બાહ્યો દુનિયાનાં જેવા રૂપમાં છે, કે જેટલે અંશે તે હિતમાં હોય તેટલે અંશે તેની અંદરની દુનિયા તેની અંદરના સ્વર્ગને અધીન રહે છે, અને સેવે છે; અને કે એવું હોય, ત્યારે સ્વામી જાણે પોતાના સ્વર્ગમાં હોય તેમ બન્નેમાં તેની અંદર વર્તમાન રહે છે; એટલા માટે, કે તે પોતાના ઇશ્વરી ક્રમમાં સર્વત્ર છે, કારણકે ઈશ્વર ક્રમ છે. (૫૭.)

૪૯ છેવટે એટલું કહેવાનું છે, કે જેને પોતાની અંદર સ્વર્ગ છે, તેને તે માત્ર ઉત્તમ અથવા સામાન્ય ભાગોમાં નથી, પણ નાનામાં નાના અને વિશેષ ભાગોમાં સુદ્ધાં છે; અને કે તેની અં-

દરની નાનામાં નાની વસ્તુઓ મોટામાં મોટી વસ્તુઓની પ્રતિમા છે. આમ હોવાનું કારણ એ છે, કે દરેક તેનો પોતાનો સ્નેહ છે, અને પોતાના સર્વોપરિ સ્નેહના જ ગુણનો છે; કારણકે સર્વોપરિ સ્નેહ સૂક્ષ્મમાં સૂક્ષ્મ વસ્તુઓમાં પણ વહીને તેને ગોઠવે છે, અને સર્વત્ર પોતાની પ્રતિમા મૂકે છે. સ્વર્ગમાં સર્વોપરિ સ્નેહ સ્વામી તરફનો સ્નેહ છે, કારણકે ત્યાં સ્વામી સર્વથી વધારે ચહાય છે, અને સર્વમાં સર્વ છે. તે બધા અને દરેક દેવમાં વહે છે, તેમને ગોઠવે છે, અને તેમના પર પોતાની પ્રતિમા મૂકે છે, અને આ પ્રમાણે એવી વ્યવસ્થા કરે છે, કે જ્યાં તે છે, ત્યાં સ્વર્ગ છે. આમ છે તેટલા માટે દેવ નાનામાં નાના રૂપમાં સ્વર્ગ છે, મંડલ મોટા રૂપમાં સ્વર્ગ છે, અને બધાં મંડલો મળીને સમગ્ર સ્વર્ગ છે. સ્વામીનું ઐશ્વર્ય સ્વર્ગ બનાવે છે, અને તે ત્યાં સર્વમાં સર્વ છે, એ ઉપર જોઇ શકાશે, ક. ૫-૧૦. (૫૮.)

## समग्र स्वर्ग समूहमां जोतां एक मनुष्यने मळतुं आवे छे.

૫૦. સ્વર્ગ સમૂહમાં જોતાં એક મનુષ્યને મળતું આવે છે, એ રહસ્ય હજી દુનિયામાં જણાયેલું નથી, પણ સ્વર્ગોમાં એ પૂર્ણ રીતે જણાયેલું છે; અને તેના સંબંધી વિશેષ અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ વાતો સહિત તે જાણવું એ દેવોની બુદ્ધિનો સર્વોપરિ વિષય છે; કારણકે આ જ્ઞાન ઉપર એવી ઘણી વસ્તુઓનો આધાર છે, કે જે

તેના વગર તેમના વિચારોમાં સ્પષ્ટતાથી ઉતરી શકે નહીં. દેવો જાણે છે કે સમગ્ર સ્વર્ગ અને સ્વર્ગનાં મંડલો એક મનુષ્યને મળતાં આવે છે, તેટલા માટે તેઓ સ્વર્ગને ભવ્ય અને ઈશ્વરી મનુષ્ય કહે છે, અને તેઓ તેને ઈશ્વરી કહે છે,કારણકે સ્વામીનું ઐશ્વર્ય સ્વર્ગ બનાવે છે; જુઓ ઉપર, ક. ૫-૧૦. (૫૯.)

૫૧ જેમને જ્ઞાનની અને સ્નેહની વસ્તુઓ સંબંધી ખરી કલ્પના નથી, તેઓ એવું ધારી શકવાને અશક્ત છે, કે માનુષ રૂપ પ્રમાણે તેઓ વ્યવસ્થિત અને સંબદ્ધ થાય છે; કારણકે તેઓ એવું સમજે છે કે જે પાર્થિવ અને સ્થૂલ વસ્તુઓથી મનુષ્યનું સ્થૂલ બંધાય છે તેને લીધે મનુષ્ય મનુષ્ય છે; જ્યારે હકીકત એ છે કે મનુષ્ય એ વસ્તુઓને લીધે મનુષ્ય નથી, પણ એટલા માટે કે તે સત્યને સમજી શકે છે, અને હિતને ઇચ્છી શકે છે, કારણકે આ જ્ઞાનની અને સ્નેહની વસ્તુઓને લીધે મનુષ્ય મનુષ્ય છે. ઉપરાંત, એ સુવિદિત છે, કે બુદ્ધિ અને ઇચ્છાનો ગુણ એ મનુષ્યનો ગુણ છે; અને એ પણ જાણી શકાય, કે પાર્થિવ શરીર દુનિયાની અંદર ઇચ્છા અને બુદ્ધિની સેવા અને દુનિયાની બાહ્ય ભૂમિકામાં તેમને અનુકૂલ કર્મ કરવાને રૂપાયેલું છે. આ કારણને માટે શરીરને પોતાની પ્રવૃત્તિ નથી, પણ તે બુદ્ધિ અને ઇચ્છાની આજ્ઞા પ્રમાણે જ પ્રવૃત્ત થાય છે; એટલે કે મનુષ્ય જે કંઇ વિચારે છે, તે તે જીભ અને મ્હોડાથી બોલે છે, અને જે કંઇ તે ઇચ્છે છે તે તે શરીર અને તેના અવયવોથી બજાવે છે, અને આ પ્રમાણે શરીર નહીં પણ બુદ્ધિ અને ઇચ્છા જ ક્રિયા કરનાર છે. આ ઉપરથી સ્પષ્ટ છે, કે મનુષ્ય બુદ્ધિ અને ઇચ્છા

વડે મનુષ્ય છે, અને કે તેઓ મનુષ્યના રૂપમાં છે, કારણકે તેઓ શરીરની સૂક્ષ્મમાં સૂક્ષ્મ વસ્તુઓમાં કામ કરે છે, એટલા માટે, કે તેઓ આંતર, અને શરીર બાહ્ય છે; અને તેટલા માટે એ શક્તિઓને લીધે મનુષ્ય આંતર અને માનસિક મનુષ્ય કહેવાય છે; અને સ્વર્ગ પોતે મોટામાં મોટા અને પૂર્ણમાં પૂર્ણ રૂપમાં તેવો મનુષ્ય છે. (૬૦.)

૫૨. મનુષ્ય સંબંધી દૈવી વિચાર આ પ્રકારનો છે, અને તેટલા માટે મનુષ્ય શરીર વડે જે કરે છે તે તરફ દેવો કદાપિ ધ્યાન આપતા નથી, પણ શરીર જે ઇચ્છામાંથી પ્રવૃત્ત થાય છે તે તરફ; કારણકે તેઓ ઇચ્છાને મનુષ્ય કહે છે, અને બુદ્ધિ જેટલે અંશે તેની સાથે એક હોય તેટલે અંશે બુદ્ધિને પણ. (૬૧.)

૫૩. દેવો સમગ્ર સ્વર્ગને એક મનુષ્ય તરીકે જોતા નથી, કારણકે સમગ્ર સ્વર્ગ તેમાંના કોઇ પણ એકની દૃષ્ટિમાં આવતું નથી, પણ પ્રસંગોપાત્ત તેઓ હજારો દેવોવાળાં દૂરનાં મંડલોને એક તરીકે એ રૂપમાં દેખે છે; અને એક મંડલ, કે જે એક ભાગ છે, તે પરથી તેઓ વિશ્વ સંબંધી એટલે સ્વર્ગ સંબંધી અનુમાન કરે છે; કારણકે સર્વથી પૂર્ણ રૂપમાં વિશ્વ ભાગો જેવું હોય છે, અને ભાગો વિશ્વ જેવા; અને તેમની વચ્ચે માત્ર મહત્વનો ભેદ છે. આ ઉપરથી દેવો કહે છે, કે જે પ્રમાણે એક મંડલ દેખાય ત્યારે તેમની દૃષ્ટિમાં એક છે, તે પ્રમાણે સમગ્ર સ્વર્ગ સ્વામીની દૃષ્ટિમાં એક છે, કારણકે ઐશ્વર્ય આંતર અને સર્વોપરિમાંથી બધી વસ્તુઓને દેખે છે. (૬૨.)

૫૪. સ્વર્ગનું બંધારણ આવું છે, તેટલા માટે સ્વામી તેના પર તે એક મનુષ્ય હોય તે પ્રમાણે શાસન કરે છે, કારણકે એ સુવિદિત છે, કે જોકે મનુષ્યમાં જૂદી જૂદી અસંખ્ય વસ્તુઓનો સમાવેશ થાય છે, * * * તોપણ જ્યારે તે કામ કરે છે, ત્યારે એક તરીકે કરે છે. સ્વર્ગ પણ સ્વામીના શાસન અને નયન નીચે તેવું જ છે. ( ૬૩ )

૫૫. એટલી બધી વિવિધ વસ્તુઓ મનુષ્યની અંદર એકતામાં કામ કરે છે, કારણકે તેની અંદર એવું કશું નથી, કે જે કંઇક અંશે સામાન્ય હિતમાં ભાગ ન આપતું હોય, અને કંઇક સેવા ન કરતું હોય. વિશ્વ પોતાના ભાગોની સેવા કરે છે, અને ભાગો વિશ્વની સેવા કરે છે; કારણકે વિશ્વ ભાગોનું બનેલું છે, અને ભાગો મળીને વિશ્વ થાય છે. અને તેટલા માટે તેઓ એક બીજાની સેવા કરે છે, પરસ્પર સંબદ્ધ છે, અને એવા રૂપમાં વ્યવસ્થિત છે, કે સામાન્યતઃ અને વિશેષતઃ સર્વ વિશ્વને માટે અને તેના હિતને માટે મથે છે; અને તેટલા માટે તેઓ એકતામાં કામ કરે છે. સ્વર્ગમાં પણ મંડલો એવા પ્રકારનાં છે, કારણ કે ત્યાં સર્વ તેમની સેવા પ્રમાણે જોડાયેલા છે, અને તેટલા માટે જેઓ સમાજની સેવા ન કરે, તેમને વિજાતીય વસ્તુઓની માફક સ્વર્ગમાંથી ફેંકી દેવામાં આવે છે. સેવા કરવી એટલે સામાન્ય હિતની ખાતર બીજાના કલ્યાણને ઇચ્છવું; અને સેવા ન કરવી એટલે સામાન્ય હિતની ખાતર નહીં પણ પોતાની ખાતર બીજાના હિતને ઇચ્છવું. જેઓ આમ કરે છે તેઓ બીજી સર્વ

સેવા કરવી એટલે સામાન્ય હિતની ખાતર બીજાના કલ્યાણને ઇચ્છવું; અને સેવા ન કરવી એટલે સામાન્ય હિતની ખાતર નહીં પણ પોતાની ખાતર બીજાના હિતને ઇચ્છવું. જેઓ આમ કરે છે તેઓ બીજી સર્વ વસ્તુઓના કરતાં પોતાને વધારે ચાહે છે; પણ જેઓ બીજાના હિતમાં સામાન્ય હિત શોધે છે તેઓ સર્વ વસ્તુઓના કરતાં સ્વામીને વધારે ચાહે છે; અને તેટલા માટે; જેઓ સ્વર્ગમાં છે તેઓ પોતામાંથી નહીં પણ સ્વામીમાંથી એકતામાં કામ કરે છે; કારણકે તેઓ તેને બધી વસ્તુઓનું એક કારણ, અને તેના રાજ્યને જેનું હિત શોધવાનું છે તે સમાજ સમજે છે. આજ અર્થ સ્વામીના શબ્દોનો છે, "પહેલ વહેલું તો તમે ઈશ્વરનું રાજ્ય અને તેનું સાચાપણું શોધો, અને આ બધી વસ્તુઓ તમને વધારેની મળશે," મેથ્યુ, ૬:૩૩; જ્યાં તેનું 'સાચાપણું' શોધવાનો અર્થ તેનું 'હિત' શોધવાનો છે. દુનિયામાં જેઓ દેશના હિતને પોતાના હિત કરતાં વધારે ચાહે છે, અને પડોશીના હિતને પોતાના હિતની માફક, તેઓ પરજીવનમાં સ્વામીના રાજ્યને ચાહે છે અને શોધે છે, કારણકે ત્યાં સ્વામીનું રાજ્ય તેમના દેશને સ્થાને છે; અને જેઓ પોતાની ખાતર નહીં પણ હિતની ખાતર બીજાઓનું સારું કરવાને ચાહે છે, તેઓ પોતાના પડોશીને ચાહે છે, કારણકે, પરજીવનમાં હિત પડોશી છે. આવા બધા ભવ્ય મનુષ્યમાં એટલે સ્વર્ગમાં છે. ( ૬૪. )

૫૬. સમગ્ર સ્વર્ગ એક મનુષ્યને મળતું આવે છે, અને આકૃતિ પરત્વે પણ મોટામાં મોટા રૂપમાં ઈશ્વરી-માનસિક

મનુષ્ય છે, તેટલા માટે સ્વર્ગની અંદર પણ મનુષ્યની માફક અવયવો અને ભાગો છે, અને તેમનાં મનુષ્યના અવયવો અને ભાગોનાં નામ જેવાં નામ છે. દેવો દરેક મંડલ કયા અવયવમાં છે તે જાણે છે, અને કહે છે, કે એક મંડલ મસ્તકમાં અથવા મસ્તકના કોઈ પ્રદેશમાં છે; બીજું છાતીમાં અથવા છાતીના કોઇ પ્રદેશમાં; ત્રીજું નિતંબમાં અથવા નિતંબના કોઈ પ્રદેશમાં; ઇત્યાદિ. સાધારણ રીતે જોતાં સર્વોપરિ અથવા ત્રીજું સ્વર્ગ મસ્તકથી ગ્રીવા સુધીના રૂપમાં છે, વચલું અથવા બીજું સ્વર્ગ છાતીથી નિતંબ અને ઘૂંટણ સુધી છે, અને નીચલું અથવા પહેલું સ્વર્ગ આંગળીઓ સુધીના પગ અને હાથ છે; કારણકે બાહુ અને હાથ બાજુએ હોવા છતાં મનુષ્યના પ્રાંતો છે. આ ઉપરથી પણ ફરી સ્પષ્ટ થાય છે કે સ્વર્ગો ત્રણ છે. ( ૬૫. )

* * *

---

## स्वर्गोमां दरेक मंडल एक मनुष्यने मळतुं आवे छे.

૫૭. મને કેટલીક વાર એ જોવાની પરવાનગી મળી છે, કે સ્વર્ગનું દરેક મંડલ એક મનુષ્યને મળતું આવે છે, અને મનુષ્યના રૂપમાં છે. ઘણા જીવો, જેઓ પ્રકાશના દેવોનો દેખાવ કેમ ધારણ કરવો તે જાણતા હતા, તેઓ એક વખત એક સ્વર્ગ-મંડલમાં ઘુસી ગયેલા, કારણકે તેઓ કપટી હતા; અને જ્યારે

તેમને દેવોમાંથી છૂટા પાડવામાં આવતા હતા, ત્યારે મેં જોયેલું, કે આખું મંડલ એક અસ્પષ્ટ સમૂહ જેવું દેખાતું હતું; પણ પછીથી તેણે ધીમે ધીમે માનુષ રૂપ ધારણ કરેલું, પહેલાં અસ્પષ્ટ, અને પાછળથી સ્વચ્છ સ્પષ્ટ. જેઓ તે મનુષ્યમાં રહેલા હોઇને તે મનુષ્યના હતા, તેઓ તે મંડલના હિતમાં હતા; પણ જેઓ તે મનુષ્યમાં ન રહેલા હોઇને તે મનુષ્યના ન હતા તેઓ કપટી હતા, * * *. કપટીઓ સારું બોલે છે અને કરે છે, પણ દરેક બાબતમાં પોતાના તરફ દૃષ્ટિ રાખે છે. તેઓ સ્વામી, અને સ્વર્ગ, અને સ્નેહ, અને સ્વર્ગીય જીવન સંબંધી દેવોની માફક બોલે છે; અને તેઓ સારું પણ કરે છે, એટલા માટે કે તેઓ જેવા વચનમાં છે તેવા કર્મમાં દેખાય; પણ તેઓ બીજી રીતે વિચારે છે, કારણકે તેઓ કશું માનતા નથી, અને પોતાના સિવાય કોઇના પણ હિતને ઇચ્છતા નથી; તેટલા માટે, જ્યારે તેઓ હિત કરે છે, ત્યારે તે પોતાની ખાતર હોય છે, અને જ્યારે બીજાની ખાતર હોય છે, ત્યારે પણ તે ફક્ત દેખાવાને માટે અને આ પ્રમાણે પોતાની જ ખાતર હોય છે. (૬૮.)

૫૮. એમ કહેવું જોઇએ, કે જોકે એક મંડલમાંના બધા જ્યારે સમૂહમાં જોવામાં આવે ત્યારે માનુષ રૂપમાં એક જેવા દેખાય છે, તોપણ દરેક મંડલનું રૂપ જૂદું જૂદું છે; અને તે રૂપો ક. ૩૮ માં બતાવેલા કારણને લીધે એક જ કુટુંબની જૂદી જૂદી વ્યક્તિઓના ચહેરાઓની માફક જૂદાં જૂદાં છે, કારણકે તેઓ પોતે જે હિતમાં હોય છે તેના ગુણ પ્રમાણે ભેદ પામે છે; કારણ-

કે હિતથી રૂપ નિશ્ચિત થાય છે. જે મડલો સર્વથી આંતર અથવા સર્વોપરિ સ્વર્ગના મધ્યમાં છે તેઓ સર્વથી પૂર્ણ અને સર્વથી સુંદર માનુષ રૂપમાં દેખાય છે. (૭૦.)

૫૯. એ કહેવું ઘટે છે, કે સ્વર્ગના દરેક મંડલની સંખ્યાના અને કામની એકતાના પ્રમાણમાં તે મંડલનું રૂપ વધારે પૂર્ણ રીતે માનુષ હોય છે; કારણકે ક. ૪૭ માં બતાવ્યા પ્રમાણે સ્વર્ગીય રૂપમાં ગોઠવાયેલું વૈવિધ્ય પૂર્ણતાને, અને સંખ્યા વૈવિધ્યને ઉત્પન્ન કરે છે. વળી સ્વર્ગનું દરેક મંડલ દર રોજ સંખ્યામાં વધતું જાય છે, અને જેમ તે વધે છે તેમ તે પૂર્ણ થતું જાય છે; અને તેની પૂર્ણતાથી સમગ્ર સ્વર્ગ પૂર્ણ થાય છે, કારણકે સ્વર્ગ મંડલોનું બનેલું છે. વધારે સંખ્યા સ્વર્ગને વધારે પૂર્ણ કરે છે, તેટલા માટે, સ્વર્ગ ભરાઈ જશે ત્યારે બંધ થશે, એવું જેઓ માને છે, તેઓ કેટલા બધા છેતરાયા છે, તે સ્પષ્ટ છે. એથી ઊલટું, સ્વર્ગ કદાપિ બંધ થવાનું નથી, કારણકે જેમ તે વધારે ભરાય તેમ તે વધારે પૂર્ણ થાય છે; અને તેટલા માટે દેવો નવા આવનારાઓનો સત્કાર કરવાને જેટલા ઉત્સુક હોય છે, તેટલા બીજા કશાને માટે હોતા નથી. (૭૧.)

૬૦. દરેક મંડલ સમૂહમાં જોતાં માનુષ રૂપમાં દેખાય છે, કારણકે સમગ્ર સ્વર્ગ તે રૂપમાં છે; અને એટલા માટે, કે સર્વથી પૂર્ણ રૂપ, કે જે સ્વર્ગનું રૂપ છે; તેની અંદર ભાગો વિશ્વની પ્રતિમાને ધારણ કરે છે, અને નાનામાં નાનાની અંદર મોટામાં મોટું પ્રતિબિંબિત થાય છે. સ્વર્ગના નાના ભાગો જે મંડલોમાંથી તે

બને છે તે છે, અને એ મંડલો નાના રૂપમાં સ્વર્ગો છે એ આગળ ક. ૪૨ થી ક. ૪૯ સુધીમાં બતાવેલું છે. આ સમાનતા સંતત છે, કારણકે સ્વર્ગોમાં બધાનાં હિતો એક સ્નેહમાંથી અને આ પ્રમાણે એક મૂલમાંથી છે. જે એકસ્નેહમાંથી સ્વર્ગમાં બધાનાં હિતો ઉદ્ભવે છે, તે સ્વામીમાંથી સ્વામી તરફનો સ્નેહ છે, અને તેટલા માટે સમગ્ર સ્વર્ગ, અને દરેક મંડલ, અને દરેક દેવ તેની સામાન્ય, ઓછી સામાન્ય, અને વિશેષ પ્રતિકૃતિ છે. . * * * (૭૨.)

## તેટલા માટે દરેક દેવ પૂર્ણ માનુપ રૂપમાં છે.

૬૧. છેલ્લાં બે પ્રકરણોમાં એમ બતાવવામાં આવ્યું, કે સમગ્ર સ્વર્ગ એક મનુષ્યને મળતું આવે છે, અને એ પ્રમાણે સ્વર્ગની અંદરનું દરેક મંડલ; અને એ સ્થળે જે કારણોની શૃંખલા બતાવવામાં આવી, તે પરથી એમ ફલિત થાય છે, કે દરેક દેવ પણ માનુપ રૂપમાં છે. જેમ સ્વર્ગ મોટામાં મોટા રૂપમાં, અને સ્વર્ગનું મંડલ નાના રૂપમાં, તેમ દરેક દેવ નાનામાં નાના રૂપમાં મનુષ્ય છે; કારણકે સર્વથી પૂર્ણ રૂપ, જે સ્વર્ગનું રૂપ છે, તેમાં દરેક ભાગમાં વિશ્વની અને વિશ્વમાં દરેક ભાગની પ્રતિકૃતિ હોય છે. * * * (૭૩.)

૬૨. પણ મારે અનુભવ ઉપર આવવું જોઇએ. મેં હજારો વખત જોયું છે કે દેવો માનુપ રૂપો અથવા મનુષ્યો છે; કારણકે મેં તેમની સાથે એક મનુષ્ય બીજા મનુષ્ય સાથે કરે તેમ વાર્તાચિત કીધી છે, કોઇ વાર એકની સાથે એકલાં, અને કોઇ વાર

ઘણાની સાથે સમાજમાં, તેમ કદાપિ મેં તેમના રૂપમાં મનુષ્ય-થી કઇ ભિન્ન જોયેલું નથી. કોઇ કોઇ વાર મને એવી આશ્ચર્ય થયું છે, અને રખે કોઇ તેને ભ્રમ કે દૃષ્ટિદોષ કહે, તેટલા માટે હું પૂર્ણ જાગ્રત હોઉં અને મારા બધા અવયવો ચલાવી તથા સ્પષ્ટ જોઈ શકતો હોઉં, ત્યારે તેમને જોવાની મને પરવાનગી મળેલી છે. મેં તેમને ઘણી વાર એમ પણ જણાવેલું છે, કે ક્રિશ્ચિયન દુનિયાના લોકો દેવો અને જીવો સંબંધી એટલા સ્થૂલ અજ્ઞાનમાં છે કે તેઓ તેમને રૂપ વગરનાં મન અથવા માત્ર વિચાર કરનારાં સત્વો માને છે; * * * અને આ પ્રમાણે તેઓ તેમનામાં વિચાર વગર બીજા કશા માનુષનો આરોપ કરતા ન હોવાથી એવું માને છે, કે તેઓ જોઈ શકે નહીં, કારણકે તેમને આંખો નથી; સાંભળી શકે નહીં, કારણકે તેમને કાન નથી; તેમ બોલી પણ શકે નહીં, કારણકે તેમને મ્હોડું કે જીભ નથી. દેવોએ જવાબ આપ્યો છે, કે " દુનિયામાં ઘણા માણસો એમ માને છે તે અમે જાણીએ છીએ, અને એમ પણ જાણીએ છીએ કે ભણેલા માણસોમાં એજ મત પ્રચલિત છે, અને આશ્ચર્યની વાત એ છે કે ધર્મશિક્ષકો પણ હકીકત જાણતા નથી. * * * કારણકે બાહ્ય મનુષ્યની દૃષ્ટિ સ્થૂલમાં જે હોય તેજ સમજી શકે છે, પણ સ્થૂલની ઉપરનું અને તેટલા માટે માનસિક દુનિયા સંબંધી કશું નહીં.. * * * જેઓ આસ્થા અને હૃદયમાં સરલ છે તેઓ દેવો સંબંધી આ પ્રમાણે માનતા નથી,

પણ તેમનો સ્વર્ગીય મનુષ્યો તરીકે વિચાર કરે છે; કારણકે તેમણે તેમનામાં સ્વર્ગથી જે રોપાયેલું છે તેનો પાંડિત્યથી ઉચ્છેદ કરેલો હોતો નથી, તેમ તેઓ કશી વસ્તુની રૂપ વગર કલ્પના પણ કરી શકતા નથી." * * * (૭૪.)

૬૩. તોપણ એમ જણાવવું જોઇએ, કે દેવોને મનુષ્યની સ્થૂલ દૃષ્ટિથી નહીં પણ જે સૂક્ષ્મ દૃષ્ટિ તેની અંદર રહેલી છે તેનાથી જ દેખી શકાય; કારણકે બધાં સ્થૂલ ઇન્દ્રિયો કુદરતી દુનિયામાં છે, પણ જીવ માનસિક દુનિયામાં છે, અને સરખું સરખાને જોઈ શકે છે, કારણકે તેમની દૃષ્ટિનું મૂલ સરખું છે. ઉપરાંત, દરેક મનુષ્ય જાણે છે, કે સ્થૂલ દૃષ્ટિનું ઇન્દ્રિય નેત્ર એટલું સ્થૂલ છે, કે તે કાચની મદદ વગર કુદરતની પણ વધારે સૂક્ષ્મ વસ્તુઓને જોઈ શકતું નથી; ત્યારે કુદરતની ઉપરની વસ્તુઓ—અને માનસિક દુનિયાની બધી વસ્તુઓ તેવી છે–તે તો કયાંથી જ જોઈ શકે: તોપણ જ્યારે મનુષ્ય બહારના નેત્રથી દૂર થતાં તેનું અંદરનું નેત્ર ઉઘડે છે, ત્યારે તે તેમને જોઇ શકે છે. જ્યારે સ્વામીની ઇચ્છા થાય કે મનુષ્યે માનસિક વસ્તુઓ જેવી જોઇએ, ત્યારે એ પ્રમાણે એક ક્ષણમાં થાય છે, અને ત્યારે મનુષ્ય તો એવું જ જાણે છે, કે તે તે વસ્તુઓ સ્થૂલ નેત્રથી જુએ છે. * * * પેગંબરો 'દ્રષ્ટાઓ' અને 'ઉઘાડી આંખવાળા' કહેવાતા હતા, * * * કારણકે તેઓ જીવની આંખોથી જોઈ શકેલા; * * *. (૭૬.)

* * *

———◇———

## समग्र स्वर्ग अने तेनुं दरेक अंग मनुष्यने मळतुं आवे छे, कारणके स्वामीना ईश्वरी मानुष-मांथी तेनो प्रभव छे.

૬૪. સમગ્ર સ્વર્ગ અને તેનું દરેક અંગ એક મનુષ્યને મળતું આવે છે, કારણકે **સ્વામીના ઈશ્વરી માનુષ**માંથી તેનો પ્રભવ છે, એ અનુમાન પાછલાં પ્રકરણોમાં જે કહેવામાં આવ્યું તે બધામાંથી ફલિત થાય છે; કારણકે અમે બતાવ્યું છેઃ-૧. કે **સ્વામી** સ્વર્ગનો ઈશ્વર છે. ૨. કે **સ્વામીનું ઐશ્વર્ય** સ્વર્ગ બનાવે છે. ૩. કે સ્વર્ગ અસંખ્ય મંડલોનું બનેલું છે; અને કે દરેક મંડલ નાના રૂપમાં અને દરેક દેવ નાનામાં નાના રૂપમાં સ્વર્ગ છે. ૪. કે સમગ્ર સ્વર્ગ સમૂહમાં જોતાં એક મનુષ્યને મળતું આવે છે. ૫. કે સ્વર્ગનું દરેક મંડલ પણ એક મનુષ્યને મળતું આવે છે. ૬. અને કે દરેક દેવ તેટલા માટે પૂર્ણ માનુષ રૂપમાં છે. આ સિદ્ધાંતો એવા અનુમાનને સ્થાપિત કરે છે, કે **ઐશ્વર્ય** માનુષ રૂપમાં છે, કારણકે ઐશ્વર્ય સ્વર્ગ બનાવે છે. * * * (૭૮.)

૬૫. આ સત્ય મને ઘણા અનુભવથી સ્પષ્ટ થયેલું છે, કે જે સંબંધી થોડુંએક હવે કહેવામાં આવશે. બધાં સ્વર્ગોમાં કદાપિ કોઇ પણ દેવ **ઐશ્વર્ય**ને માનુષ વગર બીજા રૂપમાં જોતો નથી; અને આશ્ચર્યકારક એ છે, કે ઉપરનાં સ્વર્ગોમાં તો કોઇ પણ દેવ **ઐશ્વર્ય**નો બીજી રીતે વિચાર પણ કરી શકતો નથી. * * * (૭૯.)

૬૬ દેવોને અદૃશ્ય ઐશ્વર્ય, કે જેને તેઓ રૂપહીન ઐશ્વર્ય કહે છે, તેનો કશો અનુભવ નથી, પણ માત્ર માનુષ રૂપમાં દૃશ્ય ઐશ્વર્યનો છે, તેટલા માટે તેઓ સાધારણ રીતે એમ બોલે છે, કે **સ્વામી એકલો** મનુષ્ય છે, અને કે તેઓ તેના વડે મનુષ્ય છે; અને કે દરેક જેટલે અંશે **સ્વામીને** ધારણ કરે તેટલે અંશે મનુષ્ય છે. સ્વામીને ધારણ કરવાનો અર્થ તેઓ જે હિત અને સત્ય તેનામાંથી છે તે ધારણ કરવાનો કરે છે, કારણકે **સ્વામી પોતાના** હિતમાં અને પોતાના સત્યમાં છે. * * * (૮૦.)

૬૭. ઐશ્વર્ય સંબંધી સ્વર્ગમાં આ પ્રકારનો અનુભવ હોવાથી, જે કોઈ મનુષ્ય સ્વર્ગનો પ્રવાહ ધારણ કરે છે, તેનામાં ઈશ્વરનો માનુષ રૂપમાં વિચાર કરવાનું વલણ મૂકાયેલું હોય છે. પ્રાચીનો આ પ્રમાણે વિચારતા, અને દેવાલયની અંદર તથા બહાર અર્વાચીનો પણ એ પ્રમાણે જ વિચારે છે; અને સરલ મનના મનુષ્યો ઈશ્વરને પ્રકાશથી પરાવૃત્ત વૃદ્ધ મનુષ્યના જેવો વિચારમાં દેખે છે; પણ જેઓ પોતામાંથી પ્રભવતી બુદ્ધિ વડે અથવા પાપના જીવન વડે સ્વર્ગના પ્રવાહને દૂર કરે છે, તેમનામાં આ અંતઃસ્થિત વલણ બૂઝાઈ જાય છે. જેઓ તેને પોતામાંથી પ્રભવતી બુદ્ધિ વડે બૂઝાવી નાખે છે, તેઓ અદૃશ્ય સિવાય બીજા કોઈ પણ ઈશ્વરને માનવાને રાજી હોતા નથી; અને જેઓ તેને પાપના જીવનથી બૂઝાવી નાખે છે, તેઓ કોઈ પણ ઈશ્વરને માનવાને રાજી હોતા નથી; એમાંથી કોઈને ખબર હોતી ન-

થી કે આવું અંતઃસ્થિત વલણ છે, કારણકે તેમનામાં તે રહેલું હોતું નથી; * * *. (૮૬.)

૬૮. જેઓ બાહ્ય મનુષ્યનાં ઈન્દ્રિયો ઉપરથી દરેક વસ્તુનો નિર્ણય કરે છે, તેઓ ઈશ્વર મનુષ્ય છે, એમ મુશ્કેલીથી સમજી શકે; કારણકે વિષયાસક્ત મનુષ્ય દુનિયા અને દુનિયાની વસ્તુઓ સિવાય ઐશ્વર્યનો વિચાર કરી શકતો નથી; અને તેટલા માટે * * * તે ધારે છે, કે જો ઇશ્વર મનુષ્ય હોય, તો તેનું કદ જગત જેવડું હોવું જોઇએ; અને જો તે સ્વર્ગ અને પૃથ્વીનું રાજ્ય કરતો હોય, તો તે તે દુનિયાના રાજાઓની રીત પ્રમાણે ઘણા અધિકારીઓના સાધનથી કરતો હોવો જોઇએ. જો તેને કહેવામાં આવે, કે સ્વર્ગમાં દુનિયાના જેવો અવકાશનો વિસ્તાર નથી, તો તે સમજી શકશે નહીં; કારણકે જે માત્ર દુનિયાથી અને દુનિયાના પ્રકાશથી વિચારે છે, તે માત્ર પોતે જુએ છે તેવા વિસ્તારને વિચારે છે; પણ આ રીતે સ્વર્ગનો વિચાર કરવો એ ઘણી મોટી ભૂલ છે સ્વર્ગમાં વિસ્તાર દુનિયાના વિસ્તાર જેવો નથી, કારણકે દુનિયામાં વિસ્તાર નિશ્ચિત અને તેટલા માટે મેય છે; પણ સ્વર્ગમાં વિસ્તાર નિશ્ચિત નથી, અને તેટલા માટે માપી શકાય તેવો નથી. * * * (૮૫.)

૬૯. સ્વર્ગના નિવાસીઓને આશ્ચર્ય થાય છે, કે જેઓ ઈશ્વરને અદૃશ્ય સત્તા તરીકે અર્થાત્ કોઈપણ રૂપમાં સમજી ન શકાય તેવી સત્તા તરીકે વિચારે છે, તેઓ પોતાને બુદ્ધિમાન

ધારે છે; અને કે જેઓ બીજી રીતે વિચારે છે તેમને તેઓ બુદ્ધિહીન અને અજ્ઞાન સમજે છે, જોકે સત્ય તો ઊલટું છે. દેવો કહે છે, કે જેઓ ઈશ્વરને રૂપહીન વિચારવાને માટે પોતાને બુદ્ધિમાન ધારે છે, તેઓ, પરીક્ષા કરતાં, ઈશ્વરને બદલે કુદરતને જુએ છે, એમ માલુમ પડશે; * * * અને કે તેઓ એટલા આંધળા થયેલા હોય છે, કે ઈશ્વર શું છે, દેવ શું, જીવ શું, મૃત્યુ પછી જીવનારો પોતાનો આત્મા શું, મનુષ્યમાં સ્વર્ગનું જીવન શું, વગેરે બુદ્ધિના ઘણા વિષયો જાણતા નથી; જ્યારે જેમને તેઓ અજ્ઞાન કહે છે તેઓ આ બધી વસ્તુઓ કંઇક અંશે જાણે છે; કારણકે તેમનો એવો વિચાર છે, કે ઈશ્વર માનુષ રૂપમાં ઐશ્વર્ય છે; કે દેવ સ્વર્ગનો મનુષ્ય છે; કે તેમનો પોતાનો આત્મા–જે મૃત્યુ પછી જીવવાનો છે તે–દેવના સરખો છે; અને કે મનુષ્યમાં સ્વર્ગનું જીવન ઈશ્વરી આજ્ઞાઓ પ્રમાણે વર્તવું તે છે. તેટલા માટે આમને દેવો બુદ્ધિમાન અને સ્વર્ગને માટે યોગ્ય કહે છે, પણ એથી ઊલટું પેલાઓને બુદ્ધિહીન કહે છે. ( ૮૬. )

---

## स्वर्गनी बधी वस्तुओ मनुष्यनी बधी वस्तुओनी समरूप छे.

૭૦. સમરૂપ એટલે શું તેની આજે કોઇને ખબર નથી, અને આ અજ્ઞાન ઘણાં કારણોમાંથી પ્રભવે છે; પણ મુખ્ય કારણ

એ છે, કે મનુષ્યે પોતાના અને દુનિયાના સ્નેહને લીધે પોતાને સ્વર્ગથી દૂર કીધો છે; કારણકે જે કોઇ પોતાને અને દુનિયાને બધી વસ્તુઓના કરતાં વધારે ચાહે છે, તે ફક્ત દુનિયાની વસ્તુઓ પર ધ્યાન આપે છે—કારણકે તેઓ બાહ્ય ઇન્દ્રિયોને ગમે છે અને કુદરતી સ્વભાવને સંતુષ્ઠ કરે છે,—અને માનસિક વસ્તુઓની કશી દરકાર કરતો નથી,કે જે આંતર ઇન્દ્રિયોને ગમે છે, અને આંતર મનને સંતોષ આપે છે, અને તેટલા માટે આવા માણસો માનસિક વસ્તુઓનો તેઓ તેમનાથી ન સમજી શકાય તેટલી ઊંચી છે એવું કહીને અનાદર કરે છે. આથી પુરાતનોની સ્થિતિ જૂદી હતી, કારણકે તેમને તો સમરૂપનું શાસ્ત્ર બધાં શાસ્ત્રોમાં મુખ્ય હતું. તેઓ બુદ્ધિ અને જ્ઞાન એ શાસ્ત્રમાંથી મેળવતા, અને જેઓ દેવાલયના હતા તેઓ એ વડે સ્વર્ગ સાથે સંબંધ કરતા; કારણકે સમરૂપોનું શાસ્ત્ર એક દૈવી શાસ્ત્ર છે સર્વથી પ્રાચીન મનુષ્યો, જેઓ સ્નેહી મનુષ્યો હતા, તેઓ તો દેવોની માફક સમરૂપમાંથી જ વિચાર કરતા, અને એ વડે દેવોની સાથે વાતચિત પણ કરતા, અને વારંવાર તેમને સ્વામિના ખુલ્લા દર્શનથી શિક્ષણ મળતું; પણ એ શાસ્ત્ર હાલ છેક એટલું ખોવાયેલું છે, કે સમરૂપ એટલે શું તેની કોઇને ખબર નથી. ( ૮૭. )

૭૧. સમરૂપના જ્ઞાન વગર માનસિક દુનિયા સંબંધી, આ દુનિયામાં તે દુનિયાના પ્રવાહ સંબંધી, માનસિક અને કુદરતી એ બેની સરખામણી સંબંધી, મનુષ્યનો જીવ, જે આત્મા કહે-

વાય છે, તે સંબંધી, આત્માની શરીર ઉપર કૃતિ સંબંધી, અને મૃત્યુ પછીની મનુષ્યની સ્થિતિ સંબંધી એક પણ વસ્તુ સ્પષ્ટ જાણી શકાવી અશક્ય છે; અને તેટલા માટે સમરૂપ શું તે સમજાવવાની, અને પાછળ જે આવવાનું છે તે માટે માર્ગ તૈયાર કરવાની જરૂર છે. (૮૮.)

૭૨. તેટલા માટે પ્રથમ તો સમરૂપ શું છે તે બતાવવામાં આવશે. આખી કુદરતી દુનિયા માનસિક દુનિયાની સમરૂપ છે. માત્ર સમૂહમાં નહીં પણ દરેક ભાગમાં; અને તેટલા માટે જે કંઇ માનસિક દુનિયા વડે કુદરતી દુનિયામાં વર્તમાન છે, તે જેના વડે તે વર્તમાન છે તેનું સમરૂપ કહેવાય છે; કારણકે કુદરતી દુનિયા માનસિક દુનિયામાંથી સત્તા અને સ્થિતિ પામે છે, જે પ્રમાણે એક પરિણામ તેના * * * કારણમાંથી સત્તા અને સ્થિતિ પામે છે તે પ્રમાણે. જે કંઇ સૂર્યની નીચે છે, અને તેમાંથી પોતાનો તાપ અને પ્રકાશ પ્રાપ્ત કરેછે, તે કુદરની દુનિયા કહેવાય છે; અને જે કંઇ તેથી સ્થિતિ પામે છે તે બધી કુદરતી દુનિયાની વસ્તુઓ છે; પણ માનસિક દુનિયા સ્વર્ગ છે. અને તે દુનિયાની વસ્તુઓ જે જે વસ્તુઓ સ્વર્ગોમાં છે તે બધી છે. (૮૯.)

૭૩. મનુષ્ય એક સ્વર્ગ છે અને એક દુનિયા પણ છે, * * * તેટલા માટે તેની અંદર એક માનસિક દુનિયા અને એક કુદરતી દુનિયા છે. તેનાં આંતરો, જે તેના મનનાં છે અને જે બુદ્ધિ અને ઇચ્છાના સંબંધનાં છે, તે તેની માનસિક દુનિયા છે; પણ જે બાહ્યો તેના શરીરનાં છે, અને તેનાં ઇન્દ્રિયો

કર્મના સંબંધનાં છે, તે તેની કુદરતી દુનિયા છે: તેટલા માટે જે કંઈ તેની કુદરતી દુનિયામાં, અર્થાત્ તેનાં શરીરમાં, ઇન્દ્રિયોમાં અને કર્મમાં, માનસિક દુનિયામાંથી, અર્થાત્ તેનાં મન, અને તેની બુદ્ધિ તથા ઇચ્છામાંથી સત્તા પામે છે, તે સમરૂપ કહેવાય છે. (૯૦.)

૭૪. સમરૂપ એટલે શું તે મનુષ્યના ચહેરા પરથી જોઈ શકાય; કારણકે જે ચહેરાને કપટનું શિક્ષણ મળેલું નથી, તેની અંદર મનની બધી વૃત્તિઓ કુદરતી રૂપમાં પ્રત્યક્ષ દેખાઈ આવે છે, અને તેટલા માટે ચહેરો મનનો પ્રદર્શક કહેવાય છે. આ પ્રમાણે મનુષ્યની માનસિક દુનિયા તેની કુદરતી દુનિયામાં દેખી શકાય તેમ છે; અને એજ રીતે તેની બુદ્ધિના વિચારો તેની વાચામાં પ્રત્યક્ષ થાય છે, અને તેની ઇચ્છાના નિશ્ચયો તેના શરીરના હાવભાવમાં. તેટલા માટે જે વસ્તુઓ શરીરમાં કરવામાં આવે છે, પછી તે ચહેરામાં, વાણીમાં, કે હાવભાવમાં હોય, તે બધી સમરૂપો કહેવાય છે. (૯૧.)

૭૫. આ સમરૂપના નિયમમાંથી આંતર અને બાહ્ય મનુષ્ય વચ્ચેનો ભેદ સ્પષ્ટ સમજી શકાય તેમ છે, કારણકે આંતર માનસિક મનુષ્ય કહેવાય છે, અને બાહ્ય કુદરતી મનુષ્ય કહેવાય છે; અને જે પ્રમાણે સ્વર્ગ દુનિયાથી ભિન્ન છે તે પ્રમાણે તેઓ એક બીજાથી ભિન્ન છે. જે જે વસ્તુઓ બાહ્ય અથવા કુદરતી મનુષ્યમાં કરવામાં આવે છે, અને વર્તમાન છે, તે બધી આંતર

અથવા માનસિક મનુષ્યમાંથી કરવામાં આવે છે અને વર્તમાન છે. (૯૨.)

૭૬. આંતર અથવા માનસિક મનુષ્યના બાહ્ય અથવા કુદરતી મનુષ્ય સાથેના સમરૂપ વિષે આટલું વિવેચન થયું. હવે સમગ્ર સ્વર્ગના મનુષ્યના દરેક ભાગ સાથેના સમરૂપનું વિવેચન થશેઃ (૯૩.)

૭૭. એમ બતાવવામાં આવ્યું છે, કે સમગ્ર સ્વર્ગ એક મનુષ્યને મળતું આવે છે, અને કે તે એક મનુષ્યના રૂપમાં છે, અને તેટલા માટે **ભવ્ય મનુષ્ય** કહેવાય છે. એમ પણ બતાવવામાં આવ્યું છે, કે જે દૈવી મંડલોનો સ્વર્ગમાં સમાવેશ થાય છે તે તેટલા માટે મનુષ્યમાંનાં કર્મનાં અને જ્ઞાનનાં ઇન્દ્રિયો પ્રમાણે ગોઠવાયેલાં છે; એટલે કે કેટલાંએક મસ્તકમાં છે, કેટલાંએક છાતીમાં, કેટલાંએક બાહુમાં, અને કેટલાંએક એ અવયવોના દરેક વિશેષ ભાગમાં (જુઓ ક. ૫૦ થી ૬૦). તેટલા માટે જે મંડલો સ્વર્ગના અમુક અવયવમાં છે તે મનુષ્યમાં એજ અવયવનાં સમરૂપ છે; જેઓ બાહુમાં છે તેઓ મનુષ્યની અંદર બાહુનાં સમરૂપ, ઇત્યાદિ. આ સમરૂપમાંથી મનુષ્ય જીવે છે, કારણકે મનુષ્ય સ્વર્ગમાંથી જ જીવે છે. (૯૪.)

૭૮. સ્વર્ગમાં બે રાજ્યો છે, જેમાંનું એક સ્નેહી રાજ્ય અને બીજું જ્ઞાની રાજ્ય કહેવાય છે, એ એક છૂટા પ્રકરણમાં બતાવાઇ ગયેલું છે. સ્નેહી રાજ્ય સામાન્યતઃ જોતાં હૃદયનું સમરૂપ છે, અને આખા શરીરમાં જે વસ્તુઓ હૃદયની છે તે બધીનું; અને જ્ઞાની રાજ્ય ફેફસાંનું સમરૂપ છે, તથા શરીરમાં જે વ-

કથનો માનસિક દુનિયામાંથી છે, જોકે મનુષ્યને તેની ખબર નથી. (૯૭.)

૮૧. સ્વર્ગની બધી વસ્તુઓનું મનુષ્યની બધી વસ્તુઓ સાથેનું સમરૂપ મને ઘણા અનુભવથી બતાવવામાં આવ્યુ છે; એટલે બધે અંશે, કે તે સ્વતઃસિદ્ધ અને ના ન પાડી શકાય તેવું હોય તે પ્રમાણે હું તેમાં નિશ્ચલ થયેલો છું. * * * (૯૮.)

૮૨. પણ જોકે મનુષ્યના શરીરની બધી વસ્તુઓ સ્વર્ગની બધી વસ્તુઓની સમરૂપ છે, તોપણ મનુષ્ય તેના બાહ્ય રૂપ પરત્વે નહી પણ આંતર રૂપ પરત્વે સ્વર્ગની પ્રતિમા છે; કારણકે તેનાં આંતરો સ્વર્ગને ગ્રહણ કરે છે, પણ તેનાં બાહ્યો દુનિયાને. તેટલા માટે જેટલે અંશે મનુષ્યનાં આંતરો સ્વર્ગને ગ્રહણ કરે છે, તેટલે અંશે તેમના પરત્વે તે સમગ્ર સ્વર્ગની પ્રતિમા પ્રમાણે નાનામાં નાના રૂપમાં સ્વર્ગ છે; પણ જેટલે અંશે તેનાં આંતરો સ્વર્ગને ગ્રહણ નથી કરતાં, તેટલે અંશે તે સ્વર્ગ નથી અને તેની પ્રતિમા પણ નથી. તોપણ તેનાં બાહ્યો, કે જે દુનિયાને ગ્રહણ કરે છે, તે દુનિયાના ક્રમ પ્રમાણે રૂપમાં અને તે વડે વિવિધ સૌંદર્યમાં હોઈ શકે; કારણકે બાહ્ય સૌંદર્ય, કે જે શરીરનું છે, તે માતાપિતા પાસેથી અને ઉદરમાં ઘટનાથી પ્રાપ્ત થાય છે, અને દુનિયાના સામાન્ય પ્રવાહથી સ્થિતિ પામે છે; અને તેટલા માટે બાહ્ય મનુષ્યનું રૂપ આંતર મનુષ્યના રૂપથી ઘણું જ ભિન્ન હોઈ શકે. મેં પ્રસંગોપાત્ત અમુક માણસોના જીવનું રૂપ જોયેલું છે, અને કેટલાએક જેમનો ચહેરો સુંદર

હતો તેમનો જીવ કુરૂપ, કાળો, અને રાક્ષસી હતો, એટલે કે તેમને નરકની પ્રતિમા કહી શકાય; * * * પણ કેટલાએક કે જેઓ બહારથી સુંદર ન હતા તેમનો જીવ પરમ સુંદર અને દૈવી હતો. * * * (૯૯.)

૮૩. દેવો એવું સાંભળીને આશ્ચર્ય પામે છે, કે એવા માણસો છે, કે જેઓ બધી વસ્તુઓનો કુદરતમાં આરોપ કરે છે. અને કોઇનો ઐશ્વર્યમાં નહીં; અને જેઓ એમ માને છે, કે તેમનાં શરીરો, જેની અંદર સ્વર્ગના એટલા બધા ચમત્કારો ભરેલા છે, તે કુદરતનાં બનાવેલાં છે, અને એમ પણ, કે મનુષ્યની બુદ્ધિ-શકિત સુદ્ધાં એજ મૂળમાંથી છે; છતાં જો તેઓ પોતાનાં મનને જરા પણ ઊંચાં કરે તો તેઓ જોઈ શકે, કે આવી વસ્તુઓ ઐશ્વર્યમાંથી છે, કુદરતમાંથી નહીં; અને કે કુદરત માત્ર જે માનસિક છે તેના આચ્છાદન માટે અને ક્રમના પ્રાંતમાં તેને સમરૂપમાં પ્રકટ કરવાને સર્જવામાં આવી છે. દેવો આવા માણસોને ઘૂવડોની સાથે સરખાવે છે, જેઓ અંધારામાં દેખે છે, અને પ્રકાશમાં આંધળા છે. (૧૦૨.)

## स्वर्ग पृथ्वीनी बधी वस्तुओनुं समरूप छे.

૮૪. ગયા પ્રકરણમાં અમે સમરૂપ શુ છે તે બતાવ્યું, અને એમ પણ, કે સ્થૂલ શરીરના બધા ભાગો સામાન્યતઃ અને વિશેષતઃ સમરૂપો છેઃ બીજું પગલું એમ બતાવવાનું છે, કે પૃથ્વીની બધી વસ્તુઓ અને સામાન્યતઃ દુનિયાની બધી વસ્તુઓ સમરૂપો છે. (૧૦૩.)

૮૫. જે વસ્તુઓ પૃથ્વીની છે તે બધી ત્રણ સામાન્ય જાતિઓથી વિભક્ત થાય છે, જે જાતિઓ રાજ્યો કહેવાય છે, અર્થાત્, પ્રાણિજ રાજ્ય, ઉદ્‌ભિજ્જ રાજ્ય, અને ખનિજ રાજ્ય. પ્રાણિજ રાજ્યના બધા વિષયો પહેલી કોટિમાં સમરૂપો છે, કારણકે તેઓ જીવે છે; ઉદ્‌ભિજ્જ રાજ્યના વિષયો બીજી કોટિમાં સમરૂપો છે; કારણકે તેઓ માત્ર વધે છે; અને ખનિજ રાજ્યના વિષયો ત્રીજી કોટિમાં સમરૂપો છે, કારણકે તેઓ જીવતા નથી અને વધતા પણ નથી. પ્રાણિજ રાજ્યમાં સમરૂપો જાદી જાદી જાતિનાં પ્રાણીઓ છે, જેઓ પગે અને પેટે ચાલે છે તેઓ, તથા જેઓ હવામાં ઉડે છે તેઓ પણ; પણ તેમનાં વિશેષ નામો અહીં આપ્યાં નથી, કારણકે તે સારી રીતે જણાયેલાં છે. ઉદ્‌ભિજ્જ રાજ્યમાં સમરૂપો જે જે વસ્તુઓ બગીચાઓ, જંગલો, ખેતરો, અને મેદાનોમાં ઉગે છે તથા વધે છે તે બધી છે; જેનાં પણ નામ આપ્યાં નથી, કારણકે તે સારી રીતે

જણાયેલાં છે. ખનિજ રાજ્યમાં સમરૂપો ધાતુઓ છે, ઊંચી અને નીચી બન્ને; કિંમતી પત્થરો, અને જે પત્થરો કિંમતી નથી તે; જૂદી જૂદી જાતની માટીઓ, અને પાણીઓ પણ; અને આ ઉપરાંત મનુષ્યનો ઉદ્યોગ જે કંઇ પોતાના ઉપયોગને માટે તેમાંથી બનાવે છે તે બધાં સમરૂપો છે; જેવાં કે બધા પ્રકારનાં ભોજનો, વસ્ત્રો, ઘરો, સાર્વજનિક મકાનો, ઇત્યાદિ. (૧૦૪.)

૮૬. પૃથ્વી ઉપરની વસ્તુઓ, જેવી કે સૂર્ય, ચન્દ્ર, તારાઓ, અને જેઓ વાતાવરણમાં છે તે પણ, જેવી કે વાદળીઓ, ધૂમસો, વરસાદ, વીજળી, અને ગર્જના સમરૂપો છે; અને તેવીજ જે વસ્તુઓ સૂર્યના સદ્ભાવ અથવા અભાવમાંથી પ્રભવે છે તે પણ છે, જેવી કે પ્રકાશ અને છાયા, તાપ અને શૈત્ય; અને તેમાંથી જે પ્રભવે છે તે પણ, જેવી કે વર્ષની ઋતુઓ,-વસંત, ગ્રીષ્મ, શરદ, અને હેમંત; અને દિવસની વેળાઓ,-પ્રભાત, મધ્યાહ્ન, સંધ્યા, અને રાત્રિ. (૧૦૫.)

૮૭. ટૂંકામાં, જે જે વસ્તુઓ કુદરતમાં વર્તમાન છે તે નાનામાં નાનીથી મોટામાં મોટી સુધી સમરૂપો છે; કારણકે કુદરતી દુનિયા અને તેનામાં જેનો સમાવેશ થાય છે તે સર્વ માનસિક દુનિયામાંથી સત્તા અને સ્થિતિ પામે છે, અને બન્ને ઐશ્વર્યમાંથી. અમે સત્તા પામવાની સાથે સ્થિતિ પામે છે એમ કહીએ છીએ, કારણકે દરેક વસ્તુ જેમાંથી સત્તા પામે છે તેમાંથી જ સ્થિતિ પણ પામે છે,-સ્થિતિ એ સંતત સત્તા છે-અને એટ-

લા માટે, કે કોઇ પણ વસ્તુ પોતામાંથી સ્થિતિ પામી શકે નહીં. દરેક વસ્તુ પોતાની પહેલાંના કારણમાંથી સ્થિતિ પામે છે, અને આ પ્રમાણે છેવટે પ્રથમમાંથી; અને તેટલા માટે જે કંઇ પ્રથમથી વિચ્છિન્ન થાય છે, તે અદૃશ્ય થઈ જાય છે, અને બિલકુલ નાશ પામે છે. (૧૦૬.)

૮૮. દરેક વસ્તુ કે જે ઈશ્વરી ક્રમમાંથી કુદરતમાં સત્તા અને સ્થિતિ પામે છે તે સમરૂપ છે; અને ઈશ્વરી ક્રમ ઈશ્વરી હિતમાંથી વહે છે, જે સ્વામીમાંથી પ્રસરે છે; કારણકે તે તેમાંથી શરૂ થાય છે, અને સ્વર્ગોમાં થઇને ક્રમે ક્રમે દુનિયામાં પ્રસરી પ્રાંતોમાં વિરામ પામે છે; અને તેટલા માટે દુનિયામાં જે જે વસ્તુઓ ક્રમ પ્રમાણે છે તે બધી સમરૂપો છે; અને જે જે વસ્તુઓ હિત અને ઉપયોગથી ભરેલી છે તે ક્રમ પ્રમાણે છે; કારણકે દરેક હિત ઉપયોગ પ્રમાણે હિત છે; પણ રૂપને સત્ય સાથે સંબંધ છે, કારણકે સત્ય હિતનું રૂપ છે; અને આમ છે તેટલા માટે સમગ્ર દુનિયામાં જે જે વસ્તુઓ દુનિયાના સ્વભાવમાં ભાગ ધરાવે છે, અને ઇશ્વરી ક્રમ પ્રમાણે છે, તેમનો સારાંની અને સાચાંની સાથે સંબંધ છે. (૧૦૭.)

૮૯. પ્રાણિજ અને ઉદ્‌ભિજ્જ રાજ્યની ઘટના પરથી સ્પષ્ટ દેખાય છે, કે દુનિયાની અંદર બધી વસ્તુઓ ઐશ્વર્યમાંથી સત્તા પામે છે, અને કે તેમને કર્મ કરવાને અને એ પ્રમાણે સમરૂપ થવાને કુદરતમાં યોગ્ય આચ્છાદન મળેલું છે; કારણકે દરેક રા-

જયમાં એવી વસ્તુઓ છે, કે જે સ્વર્ગમાંથી છે એમ દરેક માણ. સ કે જે અંદરથી વિચાર કરે છે તે જોઈ શકે. * * *

જે ચમત્કારિક વિદ્યા દરેક પ્રાણીમાં જાણે કે રોપાયેલી છે તે સામાન્યતઃ વિદિત છે. મધમાખો ફૂલોમાંથી મધ કેમ એકઠું કરવું, તેને ભરી રાખવાને મીણના ઓરડાઓ કેવી રીતે બાંધવા, અને એ પ્રમાણે આવતા શિયાળાની સામે પોતાને માટે અને પોતાના સહચરોને માટે ખોરાકની શી વ્યવસ્થા કરવી, તે જાણે છે. રાણી ઇંડાં મૂકે છે, અને બાકીનાં તેની સેવામાં રહે છે તથા તેમનું આચ્છાદન કરે છે, એટલા માટે, કે એક નવીન વંશ તેમાંથી પ્રભવ પામે. તેઓ અમુક રૂપના શાસન નીચે રહે છે, કે જે મધપૂડાની અંદરનાં સર્વ સ્વભાવથી જાણે છે; અને તેઓ ઉપયોગી હોય તેમનું રક્ષણ કરે છે, અને નિરુપયોગીને ફેંકી દે છે, તથા તેમની પાંખો દૂર કરે છે; * * * તેમનું મીણ દુનિયાના બધા ભાગમાં મીણબત્તીઓ માટે વપરાય છે, અને તેમનું મધુ મનુષ્યના ભોજનને મધુર કરે છે. કામળા જેવા કીડા પણ, જોકે તેઓ પ્રાણિજ રાજ્યમાં સર્વથી નીચ વસ્તુઓ છે તે છતાં, કેટલા મનોહર છે! તેઓ પોતાના સ્વભાવને અનુકૂલ પાનડાંના રસમાંથી પોતાનું કેમ પોષણ કરવું તે જાણે છે, અને થોડા વખત પછી પોતાના ઉપર એક આચ્છાદન કરતાં, અને પોતાને જાણે કે એક ગર્ભાશયમાં મૂકતાં, અને આ પ્રમાણે પોતાની જાતિનાં સંતા-

નને સેવતાં સુદ્ધાં; જ્યારે કેટલાએક પ્રથમ કોશસ્થ બની જાય છે, જેઓ એક દોરીનો ગોળો કાતે છે, અને પોતાનું કર્મ પૂરું કીધા પછી બીજાં પાંખોથી શણગારેલાં શરીરોથી વિશોભિત થાય છે, અને પોતાના સ્વર્ગમાં હોય તેમ ખુલ્લી હવામાં ઉડે છે; અને ત્યારે તેઓ લગ્નના ઉત્સવો કરે છે, અને ઇંડાંઓ મૂકે છે, અને પોતાને માટે સંતાન યોજે છે. આ વિશેષ ઉદાહરણો ઉપરાંત આકાશનાં બધા પક્ષીઓ પોતપોતાનો યોગ્ય ખોરાક જાણે છે, અને પોતાના પોષણને માટે શું અનુકૂલ છે તે માત્ર નહીં, પણ તે કયાં મળવાનું છે તે સુદ્ધાં. તેઓ પોતાના માળા કેમ બાંધવા તે જાણે છે, દરેક વિશિષ્ટ જાતિ વિશિષ્ટ પ્રકારે; અને ઈંડાં મૂકતાં, અને તેમના પર બેસતાં, અને બચ્ચાંઓને સેવતાં, અને તેમનુ પોષણ કરતાં, અને તેઓ પોતાની મેળે મેળવવાને શક્તિમાન થાય ત્યારે તેમને કાઢી મૂકતાં. * * * પૃથ્વીનાં પશુઓ અને હવાનાં પક્ષીઓ આ બધી વિદ્યામાં જન્મે છે, અને મનુષ્ય જે કે તેમના કરતાં ચડિયાતો છે તોપણ તે વિદ્યામાં જન્મતો નથી; કારણકે પ્રાણીઓ પોતાના જીવનની કોટિમાં છે, અને તેમનામાં માનસિક સૃષ્ટિમાંથી જે છે તેનો નાશ કરવાને તેઓ શક્તિમાન નથી, કારણકે તેમનામાં બુદ્ધિ નથી; પણ મનુષ્યની સ્થિતિ જૂદી છે, કારણકે તે માનસિક દુનિયામાંથી વિચારે છે, અને ક્રમથી વિરુદ્ધ જીવન જીવવાને અને તેનું કારણોથી સમર્થન કરવાને લીધે તે તે દુનિયામાંથી પોતાની અંદર જે છે તેને ઊંધું વાળતો હોવાથી તેને બિલકુલ અજ્ઞાન જન્માવવાની અને પા-

છળથી ઈશ્વરી સાધનો વડે તેને સ્વર્ગના ક્રમમાં ફરી લાવવાની જરૂર જ છે. (૧૦૮.)

૯૦. ઉદ્‌ભિજ્જ રાજ્યના વિષયો પોતાના ઉપયોગો વડે ઐશ્વર્યનાં શા પ્રકારે સમરૂપ છે, તે ઘણા વિચારોથી દેખાઈ શકે; જેમકે નાનાં બીજો વધીને ઝાડ થાય છે, જે પાનડાં કાઢે છે, ફૂલો પસારે છે, અને પછી ફળો, જેમાં ફરીને તે બીજો મૂકે છે; અને કે આ બધાં પરિણામો ક્રમે ક્રમે થાય છે, અને આખરે એવા ચમત્કારિક ક્રમમાં સાથે સત્તા પામે છે, કે તેમનું સંક્ષેપમાં વર્ણન આપવુ અશકય છે. ખરે જો કદાપિ તેમના સંબંધી ગ્રંથોના ગ્રંથો ભરવામાં આવે, તોપણ તેમના ઉપયોગની સાથે વધારે આંતર સંબંધનાં એવાં આંતર રહસ્યો રહેવાનાં, કે જે વિદ્યા કદાપિ ખાલી કરવાની નહીં; અને આ પણ, માનસિક દુનિયા અથવા સ્વર્ગ, કે જે ઉપર એક છૂટા પ્રકરણમાં બતાવાઈ ગયા પ્રમાણે એક મનુષ્યના રૂપમાં છે, તેમાંથી છે, તેટલા માટે ઉદ્‌ભિજ્જ રાજ્યમાંની દરેક વસ્તુ મનુષ્યની અંદરની કોઇક વસ્તુ સાથે અમુક સંબંધમાં છે, જે હકીકત લણેલી દુનિયાને પણ વિદિત છે. ઉદ્‌ભિજ્જ રાજ્યમાં બધી વસ્તુઓ સમરૂપો છે એ મને ઘણા અનુભવથી સ્પષ્ટ થયેલું છે; કારણકે વારંવાર, જ્યારે મેં વાડીઓમાં હોઇને ઝાડો, ફળો, ફૂલો, અને વેલાઓ જોયેલા છે, ત્યારે મેં સ્વર્ગમાં તેમનાં સમરૂપો જોયેલાં છે, અને જેમની સાથે તે હતાં તેમની સાથે વાતચિત કીધી છે, અને તેમનાં મૂલ અને ગુણ વિષે શિક્ષણ મેળવ્યું છે. (૧૦૯.)

૯૧. આજકાલ દુનિયાની કુદરતી વસ્તુઓ સ્વર્ગની જે વસ્તુઓની સમરૂપ છે તે જાણવાને સ્વર્ગથી જાહેર કરવામાં ન આવે તો કોઇપણ માણસ શક્તિમાન નથી, કારણકે સમરૂપોનું શાસ્ત્ર બિલકુલ ખોવાયેલું છે; અને તેટલા માટે અમે માનસિક વસ્તુઓના કુદરતી વસ્તુઓ સાથેના સમરૂપનું લક્ષણ કેટલાંએક ઉદાહરણોથી સ્પષ્ટ કરીશું.

પૃથ્વીનાં પશુઓ સામાન્યતઃ અનુરાગોનાં સમરૂપ છે; ગામનાં અને ઉપયોગી પશુઓ સારા અનુરાગોનાં; જંગલનાં અને નિરુપયોગી પશુઓ નઠારા અનુરાગોનાં. બળદો અને આખલાઓ વિશેષતઃ કુદરતી મનના અનુરાગોનાં સમરૂપ છે, અને ઘેટાઓ તથા મેંઢાઓ માનસિક મનના અનુરાગોનાં; પણ પક્ષીઓ પોતપોતાની વિશેષ જાતિ પ્રમાણે બન્ને મનની બુદ્ધિ સંબંધી વસ્તુઓનાં સમરૂપ છે; અને તેટલા માટે જ યાહૂદી દેવાલયમાં ભિન્ન ભિન્ન પ્રાણીઓ, જેવાં કે બળદો, આખલાઓ, ઘેટાઓ, ઘેટીઓ, બકરીઓ, બકરાઓ, મેંઢાઓ, મેઢીઓ, અને કબૂતરો પવિત્ર ઉપયોગમાં વપરાતાં હતાં; કારણકે એ દેવાલય એક પ્રદર્શક દેવાલય હતું, અને એ પ્રાણીઓ બલિદાનો તરીકે વપરાતાં હતાં, કારણકે તે ઉપયોગમાં તેઓ માનસિક વસ્તુઓનાં સમરૂપ હતાં. * * * પ્રાણીઓ પોતાની સામાન્ય અને વિશેષ જાતિઓ પ્રમાણે અનુરાગો છે, કારણકે તેઓ જીવે છે; કારણકે દરેક વસ્તુને સ્નેહમાંથી

અને સ્નેહ પ્રમાણે વગર જીવન પામવાનું બીજું મૂલ નથી; અને તેટલા માટે જ દરેક પ્રાણીને તેના જીવનના સ્નેહ પ્રમાણે અંતઃસ્થિત જ્ઞાન અપાયેલું છે. મનુષ્ય તેના કુદરતી મનુષ્ય પરત્વે પ્રાણીઓના જેવો છે, અને તેટલા માટે સાધારણ વાતચિતમાં તેને વારંવાર તેમની સાથે સરખાવવામાં આવે છે; જો તે કોમલ લક્ષણનો હોય તો ઘેટો અથવા મેંઢો, અને ક્રૂર લક્ષણનો હોય તો રીંછ અથવા વરૂ, અને જો લુચ્ચો હોય તો શિયાળ અથવા સર્પ કહેવાય છે, ઇત્યાદિ. (૧૧૦.)

૯૨. આવું જ સમરૂપ ઉદ્‌ભિજ્જ રાજ્યમાં રહેલું છે; આ પ્રમાણે એક વાડી સામાન્યતઃ બુદ્ધિ અને જ્ઞાનના સંબંધમાં સ્વર્ગનું સમરૂપ છે; અને આટલા માટે શબ્દમાં સ્વર્ગને 'ઇશ્વરની વાડી' કહેવામાં આવે છે. * * * ઝાડો તેમની વિશિષ્ટ જાતિઓ પ્રમાણે હિત અને સત્યનાં પ્રત્યક્ષો અને જ્ઞાનોનાં સમરૂપો છે, જેમાંથી બુદ્ધિ અને જ્ઞાન પ્રભવે છે; અને તેટલા માટે પ્રાચીનો, કે જેઓ સમરૂપોની વિદ્યામાં કુશલ હતા, તેઓ પોતાના પવિત્ર ઉત્સવો કુંજોમાં કરતા; અને આટલા જ માટે શબ્દમાં વારંવાર ઝાડોનાં નામ આવે છે, અને કે સ્વર્ગ, દેવાલય, અને મનુષ્યને દ્રાક્ષવલ્લિ, * * * ઇત્યાદિની સાથે સરખાવવામાં આવે છે; અને સત્કર્મોને ફ્લો સાથે. વળી જે ભોજનો ઉદ્‌ભિજ્જો પૂરાં પાડે છે, અને વિશેષે કરીને જે ધાન્યમાંથી છે, તેઓ હિત અને સત્યના અનુરાગોનાં સમરૂપ છે; કારણકે તે અનુરાગો માનસિક જીવ-

પણી પૃથ્વીપરના સર્વથી પ્રાચીન માણુસો, જેઓ સ્નેહી માણુસો હતા, તેઓ પોતાની મેળે સમરૂપોમાંથી વિચાર કરતા, અને કે દુનિયાની કુદરતી વસ્તુઓ, જે તેમની આંખોની આગળ હતી, તે તેમને એવા વિચારનાં સાધન હતી; કે આ વિશેષ લક્ષણને લીધે તેઓ દેવોનો સમાગમ ભોગવતા, અને તેમની સાથે વાતચિત કરતા; અને કે આ પ્રમાણે તેમના વડે સ્વર્ગ દુનિયાંની સાથે જોડાયલું હતું આમ હોવાને લીધે એ વખત " સુવર્ણયુગ " કહેવાતો હતો, જેને માટે પુરાતન લેખકો પણ કહી ગયા છે, કે સ્વર્ગના નિવાસીઓ મનુષ્યોની સાથે વસતા, અને જે પ્રમાણે મિત્રો મિત્રોની સાથે કરે તે પ્રમાણે વાતચિત કરતા; પણ એ વખતો પછી બીજા માણુસો આવ્યા, જેઓ પોતાની મેળે સમરૂપોમાંથી વિચાર કરતા ન હતા, પણ સમરૂપોના શાસ્ત્રમાંથી; તોપણ તે વખતે સુદ્ધાં સ્વર્ગનો માણુસની સાથે સંયોગ હતો, માત્ર પહેલાંના જેવો ગાઢ નહીં. આ વખત " રજત યુગ " કહેવાતો હતો. પાછળથી એક એવા લોકો આવ્યા કે જેમને સમરૂપોની ખબર તો હતી, પણ જેઓ તેમના શાસ્ત્રમાંથી વિચાર કરતા ન હતા, કારણકે તેઓ માત્ર કુદરતી હિતમાં હતા, અને તેમના પુરોગામીઓની માફક માનસિક હિતમાં ન હતા. આ વખત " તામ્રયુગ " કહેવાતો હતો. આ યુગો પછી માણુસો ધીમે ધીમે બાહ્ય અને છેવટે સ્થૂલ થઈ ગયા; અને ત્યારે સમરૂપોનું શાસ્ત્ર બિલકુલ ખોવાયું, અને તેની સાથે સ્વર્ગનું અને સ્વર્ગની

ઘણી વસ્તુઓનું જ્ઞાન પણ જતું રહ્યું. આ યુગોને સુવર્ણ, રજત, અને તામ્રનાં નામ આપેલાં, કારણકે સુવર્ણનો અર્થ સમરૂપથી સ્નેહી હિત થાય છે,—જેમાં સર્વથી પુરાતન લોકો હતા; રજત નો અર્થ જ્ઞાની હિત,—જેમાં તેમના પછીના લોકો હતા; અને તામ્રનો કુદરતી હિત,—જેમાં તેમના પછીનાં પણ 'લોહ,' કે જેના પરથી છેલ્લા યુગનું નામ પડેલું, તેનો અર્થ હિત વગરનું કઠોર સત્ય થાય છે. ( ૧૧૫. )

---

## स्वर्गमां सूर्य

૯૭. આ દુનિયાનો સૂર્ય સ્વર્ગમાં દેખાતો નથી, તેમ એ સૂર્યમાંથી જે વસ્તુઓ વર્તમાન છે તેવી કોઇ પણ, કારણકે તે કુદરતી છે. કુદરત એ સૂર્યમાંથી શરૂ થાય છે, અને તેનામાંથી જે કંઇ પરિણામ આવે છે તે કુદરતી કહેવાય છે; પણ માનસિક કે જેની અંદર સ્વર્ગ છે તે કુદરતની ઉપર છે, અને કુદરતથી કેવળ વિચ્છિન્ન છે; તેમ તેમની વચ્ચે સમરૂપો સિવાય બીજે પ્રકારે વ્યવહાર પણ નથી. તેમની વચ્ચે જે ભેદ છે તેનો સ્વભાવ ઉપર ક. ૩૦ માં કોટિઓ સંબંધી કહેલું છે તે પરથી સમજી શકાશે; અને તેમના વ્યવહારનો ગુણ કેવો છે તે છેલ્લાં બે પ્રકરણોમાં સમરૂપો સંબંધી જે કહેવામાં આવ્યું તે પરથી. ( ૧૧૬. )

૯૮. જોકે આ દુનિયાનો સૂર્ય કે તેમાંથી પરિણમતી કે
ઇ પણ વસ્તુ સ્વર્ગમાં દેખાતી નથી, તોપણ ત્યાં એક સૂર્ય, અ
ને પ્રકાશ, અને તાપ, અને દુનિયાની બધી વસ્તુઓ, અને ∶
ઉપરાંત બીજી અસંખ્યછે, માત્ર તેમનું મૂલ સરખું નથી; કારણ
જે વસ્તુઓ સ્વર્ગમાં છે તે બધી માનસિક છે, અને જે દુનિ
આમાં છે તે બધી કુદરતી છે સ્વર્ગનો સૂર્ય સ્વામી છે, અને સ્વ
ર્ગનો પ્રકાશ ઈશ્વરી સત્ય છે, અને તાપ ઈશ્વરી હિતછે, અ
બન્ને સૂર્ય તરીકે સ્વામીમાંથી પ્રસરે છે. જે વસ્તુઓ સ્વર્ગમ
છે અને દેખાય છે તે બધી એ મૂલમાંથી છે; પણ પ્રકાશ અ
તાપ સંબંધી તથા તેમના વડે સ્વર્ગમાં જે વસ્તુઓ છે તે સં
બધી, વધારે પાછળનાં પ્રકરણોમાં કહેવામાં આવશે; હાલ તે
અમે સ્વર્ગના સૂર્ય વિષે જ બોલીશું. સ્વામી સ્વર્ગમાં સૂર્ય તરી
દેખાય છે, કારણકે બધી માનસિક વસ્તુઓ ઈશ્વરી સ્નેહમાંથ
સત્તા પામે છે, અને બધી કુદરતી વસ્તુઓ પણ મધ્યગ તરી
દુનિયાના સૂર્યમાંથી; કારણકે સ્વર્ગમાં જે સૂર્યની માફક બળ
છે તે ઈશ્વરી સ્નેહ છે. (૧૧૭.)

૯૯. સ્વામી સ્વર્ગમાં ખરે સૂર્યની માફક દેખાય છે, ⁝
મને માત્ર દેવોએ જાહેર કરેલું નથી, પણ કેટલેક પ્રસંગે ⁝
જાતે તે પ્રત્યક્ષ જોયેલું છે; અને તેટલા માટે મેં જે સાંભળ્યું અ
જોયું છે તેનું સંક્ષેપમાં વર્ણન આપવામાં આવશે.

સ્વામી સ્વર્ગની અંદર સૂર્ય તરીકે દેખાતો નથી, પ
સ્વર્ગોની 'ઉપર' ઊંચે દેખાય છે. તેમ તે મસ્તક ઉપર કે શિરે

બિન્દુમાં નહીં, પણ દેવોના ચહેરાની સામે મધ્યમ ઊંચાઇએ દેખાય છે. તે બહુ દૂર અને બે જગ્યામાં દેખાય છે, એકમાં જમણી આંખની સામે, અને બીજીમાં ડાબી આંખની સામે; જમણી આંખની સામે તે બરાબર સૂર્યની માફક દેખાય છે, જાણે કે દુનિયાના સૂર્યના જેવા જ તાપનો અને મહત્ત્વનો હોય તે પ્રમાણે; પણ ડાબી આંખની સામે તે એક સૂર્યની માફક નહીં પણ ચન્દ્રની માફક દેખાય છે, કે જે આપણી પૃથ્વીના ચન્દ્રની માફક ધોળો અને સરખા મહત્ત્વનો છે, પણ વધારે પ્રકાશિત અને જાણે કે કેટલાએક નાના ચન્દ્રોથી પરાવૃત છે, જેમાંનો દરેક સરખો ધોળો અને પ્રકાશિત છે. સ્વામી એ પ્રમાણે બે જગ્યામાં ભિન્ન ભિન્ન દેખાય છે, કારણકે તે દરેકને તેના ગ્રહણના ગુણ પ્રમાણે દેખાય છે; અને તેટલા માટે જેઓ તેને સ્નેહના હિતમાં સ્વીકારે છે તેમને એક રીતે, અને જેઓ તેને આસ્થાના હિતમાં સ્વીકારે છે તેમને બીજી રીતે. * * * સ્વામીના દર્શનમાં આ ભેદ સમરૂપને લીધે છે; કારણકે સ્નેહનું હિત અગ્નિનું સમરૂપ છે, અને તેટલા માટે 'અગ્નિ'નો માનસિક અર્થ 'સ્નેહ' થાય છે; અને આસ્થાનું હિત પ્રકાશનું સમરૂપ છે, અને તેટલા માટે 'પ્રકાશ'નો માનસિક અર્થ આસ્થા' થાય છે.

સ્વામી આંખોની આગળ દેખાય છે, કારણકે આંતરો, જે મનનાં છે, તેઓ આંખો દ્વારા દેખે છે; સ્નેહના હિતમાંથી જમણી આંખ દ્વારા, અને આસ્થાના હિતમાંથી ડાબી

આંખ દ્વારા; કારણકે દેવોમાં અને મનુષ્યોમાં જે વસ્તુઓ જમણી બાજુએ છે તે બધી હિતની સમરૂપ છે, જેમાંથી સત્ય પ્રભવે છે; અને જે વસ્તુઓ ડાબી બાજુએ છે તે બધી સત્યની સમરૂપ છે, જે હિતમાંથી પ્રભવે છે. 'આસ્થાનું હિત' તત્ત્વતઃ 'હિતમાંથી પ્રભવતું સત્ય' છે. (૧૧૮.)

૧૦૦. આમ છે તેટલા માટે શબ્દમાં સ્વામીને સ્નેહ પરત્વે સૂર્યની સાથે, અને આસ્થા પરત્વે ચન્દ્રની સાથે સરખાવવામાં આવે છે; તથા એટલા જ માટે સૂર્ય સ્વામીમાંથી સ્વામી તરફના સ્નેહને બોધે છે, અને ચન્દ્ર સ્વામીમાંથી સ્વામી ઉપર આસ્થાને; જેમ કે નીચેનાં વાકયોમાં: "ચન્દ્રનો પ્રકાશ સૂર્યના પ્રકાશના જેવો થશે, અને સૂર્યનો પ્રકાશ સાતગણો થશે, સાત દિવસોના પ્રકાશના જેવો," ઈઝાયા ૩૦: ૨૬ * * * "એ દિવસોની વેદના પછી તરત સૂર્ય કાળો પડી જશે, અને ચન્દ્ર પોતાનો પ્રકાશ નહીં આપશે, અને તારાઓ સ્વર્ગમાંથી પડશે," મેથ્યુ, ૨૪: ૨૯, ઇત્યાદિ. આ વાકયોમાં 'સૂર્ય'નો અર્થ સ્નેહ છે, 'ચન્દ્ર'નો અર્થ આસ્થા છે, અને 'તારાઓ'નો અર્થ હિત અને સત્યનાં જ્ઞાનો છે, જેમને માટે કાળો થશે, પ્રકાશ ખોશે, અને (દેવાલયમાં) નહીં રહે ત્યારે સ્વર્ગમાંથી પડશે, એમ કહેવામાં આવ્યું છે. * * * આટલાજ માટે પુરાતનો, કે જેમનામાં દેવાલય પ્રદર્શીક હતું, તેઓ ઈશ્વરપૂજાની વેળાએ પ્રાચીમાં સૂર્યની સામે મ્હો કરતા; અને તેમની પાસેથી જ પ્રાચ્યભિમુખ દેવાલયો બંધાવવાનો રિવાજ આવેલો છે. (૧૧૯.)

૧૦૧. ઈશ્વરી સ્નેહનો સ્વભાવ અને પ્રતાપ દુનિયાના સૂર્યની સરખામણીથી સમજી શકાય; કારણકે, જો કે એ ન માનવા સરખું લાગે તોપણ ઈશ્વરી સ્નેહ એ સૂર્ય કરતાં ઘણો વધારે પ્રતાપી છે; અને તેટલા માટે સ્વામી સૂર્ય તરીકે તરત સ્વર્ગોની અંદર વહતો નથી, પણ તેના સ્નેહનો તાપ ધીમે ધીમે મધ્યસ્થોથી ઓછો થાય છે, કે જે સૂર્યની આસપાસ પ્રકાશિત પટ્ટા જેવાં દેખાય છે. * * * ( ૧૨૦. )

૧૦૨. જ્યારે સ્વામી સ્વર્ગની 'અંદર' દેખાય છે,—અને એ પ્રમાણે વારંવાર બને છે,—ત્યારે તે સૂર્યથી પરાવૃત નહીં પણ એક દેવના રૂપમાં દેખાય છે, અને જે ઐશ્વર્ય તેના વદનમાંથી ઝળકે છે તે વડે બીજા દેવોમાંથી ઓળખાઈ આવે છે; અને તો પણ તે વ્યક્તિપરત્વે સ્વર્ગમાં નથી,—કારણકે વ્યક્તિમાં તે હમેશાં સૂર્યથી પરાવૃત છે,—પણ ત્યાં તે દર્શનથી વર્તમાન છે; કારણ કે સ્વર્ગના નિવાસીઓ પોતે પણ જ્યાં પોતાની દૃષ્ટિ નિશ્ચલ હોય ત્યાં વર્તમાન દેખાય છે, જો કે તેઓ પોતે તે સ્થલથી ઘણે અંતરે હોય તોપણઃ આ સમક્ષતા આંતર દૃષ્ટિની સમક્ષતા કહેવાય છે, જે સંબંધી અમે આગળ બોલીશું.* * *
(૧૨૧)

૧૦૩. કુદરતી દુનિયાનો સૂર્ય દેવોને સ્વર્ગના સૂર્યની સામે કંઈક ગાઢ અંધકાર જેવો, અને ચન્દ્ર સ્વર્ગના ચન્દ્રની સામે કંઈક ઓછો કાળો દેખાય છે, અને આ દેખાવ સ્થાયી છે; કારણકે દુનિયાની દરેક બળતી વસ્તુ પોતાના સ્નેહની સમરૂપ છે,

અને તેનો પ્રકાશ એ સ્નેહમાંથી પ્રભવતા અસત્યનો સમરૂપ. પોતાનો સ્નેહ ઈશ્વરી સ્નેહથી કેવલ વિરુદ્ધ છે, અને તેમાંથી પ્રભવતું અસત્ય ઈશ્વરી સત્યથી; અને જે ઈશ્વરી સ્નેહ તથા ઈશ્વરી સત્યથી વિરુદ્ધ છે, તે દેવોને ગાઢ અંધકાર છે. આટલા માટે કુદરતી દુનિયાના સૂર્ય અને ચન્દ્રની પૂજા કરવી અને તેમને નમવું, તેનો શબ્દમાં અર્થ પોતાના સ્નેહને અને એ સ્નેહમાંથી પ્રભવતાં અસત્યોને ચાહવાનો થાય છે; અને તેટલા માટે આવા મૂર્તિપૂજકો કાપી નખાવાના હતાઃ * * * (૧૨૨)

૧૦૪. સ્વામી જે ઈશ્વરી સ્નેહ તેનામાં અને તેનામાંથી છે તેનાવડે સ્વર્ગમાં એક સૂર્ય તરીકે દેખાય છે, તેટલા માટે જેઓ સ્વર્ગોમાં છે તે બધા નિરંતર તેના તરફ પોતાને વાળે છે. જેઓ સ્નેહી રાજ્યમાં છે, તેઓ તે સૂર્ય તરીકે છે તેના તરફ, અને જેઓ જ્ઞાની રાજ્યમાં છે, તેઓ તે ચન્દ્ર તરીકે છે તેના તરફ પોતાને વાળે છે; પણ જેઓ નરકમાં છે તેઓ પોતાને સામેના ગાઢ અંધકાર અને અંધકાર તરફ વાળે છે, અને આ પ્રમાણે સ્વામીથી વિમુખ, કારણકે તેઓ બધા પોતાના અને દુનિયાના સ્નેહમાં છે, અને આ પ્રમાણે સ્વામીની વિરુદ્ધ છે. * * * (૧૨૩).

* * *

# સ્વર્ગમાં પ્રકાશ અને તાપ.

૧૨૫. જેઓ માત્ર કુદરતમાંથી વિચાર કરે છે તેઓ સ્વર્ગમાં પ્રકાશ છે એમ સમજી શકે નહીં, જ્યારે હકીકત એ છે કે એ પ્રકાશ દુનિયાના મધ્યાહ્નના પ્રકાશના કરતાં ઘણો વધારે છે. મેં તે ઘણી વાર જોયો છે, સાંજને અને રાતને વખતે પણ; અને પહેલાં જ્યારે દેવોએ મને કહેલું ત્યારે મને આશ્ચર્ય થયેલું, કે સ્વર્ગના પ્રકાશની સાથે સરખાવતાં દુનિયાનો પ્રકાશ અંધકાર કરતાં થોડો જ સારો છે, પણ મેં તે જોયો છે એટલે હું સાક્ષી આપી શકું છું, કે એ પ્રમાણે છે. તેની ધવલતા અને દીપ્તિ વર્ણનોત્તર છે, અને સ્વર્ગમાં મેં જે વસ્તુઓ જોયેલી છે તે દરેક, દુનિયામાં કુદરતી પદાર્થો દેખાય છે તે કરતાં, વધારે સ્પષ્ટતાથી દેખાયેલી છે. (૧૨૬)

૧૨૬. સ્વર્ગનો પ્રકાશ દુનિયાના પ્રકાશની માફક કુદરતી નથી પણ માનસિક છે, કારણકે તે એક સૂર્ય તરીકે સ્વામીમાંથી પ્રસરે છે, અને એ સૂર્ય ગયા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે ઈશ્વરી સ્નેહ છે. સ્વર્ગમાં સૂર્ય તરીકે સ્વામીમાંથી જે પ્રસરે છે તે ઈશ્વરી સત્ય કહેવાય છે, જો કે તત્ત્વતઃ એ ઈશ્વરી સત્ય સાથે સંયુક્ત થયેલું ઈશ્વરી હિત છે; અને આમાંથી દેવોને પ્રકાશ તથા તાપ મળે છે; પ્રકાશ ઈશ્વરી સત્યમાંથી, અને તાપ ઈશ્વરી હિતમાંથી; અને આ પ્રમાણે એ સ્પષ્ટ છે કે સ્વર્ગનો પ્રકાશ અને તાપ મૂળમાં કુદરતી નહીં પણ માનસિક છે. (૧૨૭)

૧૦૭. ઈશ્વરી સત્ય દેવોને પ્રકાશ છે, કારણકે તેઓ કુદરતી નહીં પણ માનસિક છે; કારણકે માનસિકો તેમના સૂર્યથી અને કુદરતીઓ તેમના સૂર્યથી દેખે છે. ઈશ્વરી સત્ય દેવો જેમાંથી બુદ્ધિ મેળવે છે તે છે, અને બુદ્ધિ તેમની આંતર દૃષ્ટિ છે, જે તેમની બાહ્ય દૃષ્ટિમાં વહીને તેને ઉત્પન્ન કરે છે; અને તેટલા માટે સ્વર્ગમાં જે વસ્તુઓ સૂર્ય તરીકે **સ્વામી**માંથી દેખાય છે તે પ્રકાશમાં દેખાય છે. સ્વર્ગમાં પ્રકાશની ઉત્પત્તિ આ પ્રકારની છે, તેટલા માટે તે **સ્વામી**માંથી ઈશ્વરી સત્યના સ્વીકાર પ્રમાણે અથવા દેવોનાં બુદ્ધિ અને જ્ઞાન પ્રમાણે ભેદ પામે છેઃ એટલે કે સ્નેહી રાજ્યનો પ્રકાશ જ્ઞાની રાજ્યના પ્રકાશથી ભિન્ન છે, અને દરેક મંડલમાં પણ તે ભિન્ન છે. સ્નેહી રાજ્યમાં પ્રકાશ જ્વલ્યમાન દેખાય છે, કારણકે એ રાજ્યના દેવો સૂર્ય તરીકે **સ્વામી**માંથી પ્રકાશ મેળવે છે; પણ જ્ઞાની રાજ્યનો પ્રકાશ ધોળો છે, કારણકે તે **ચન્દ્ર** તરીકે **સ્વામી**માંથી પ્રકાશ મેળવે છે, ( જુઓ ઉપર, ક. ૯૯ ). એક મંડલમાં બીજા મંડલનો પ્રકાશ નથી, તેમ એક મંડલમાં પણ તે સર્વત્ર સમાન નથી; કારણકે જેઓ મધ્યમાં છે તેઓ વધારે પ્રકાશમાં છે, અને જેઓ પરિઘમાં છે તેઓ ઓછામાં, ( જુઓ, ક. ૩૪ ). ટૂંકામાં, જે પ્રમાણમાં દેવો ઈશ્વરી સત્યને સ્વીકારે છે, * * * તે પ્રમાણમાં તેઓ પ્રકાશમાં છે, અને તેટલા માટે તેઓ 'પ્રકાશના દેવો' કહેવાય છે. (૧૨૮.)

૧૦૮. સ્વર્ગોમાં સ્વામી ઈશ્વરી સત્ય છે, અને ઈશ્વરી સત્ય સ્વર્ગનો પ્રકાશ છે; તેટલા માટે શબ્દમાં સ્વામી પ્રકાશ કહેવાય છે, અને તેનામાંથી જે સત્ય છે તે દરેક પણ પ્રકાશ કહેવાય છે; જેમકે નીચેનાં વાકયોમાં: "જીસસે કહ્યું, હું દુનિયાનો પ્રકાશ છું; જે મારી પાછળ આવે છે તે અંધકારમાં ચાલશે નહીં, પણ તેને જીવનનો પ્રકાશ મળશે," જોન, ૮ : ૧૨. "જ્યાં સુધી હું દુનિયામાં છું, ત્યાં સુધી હું દુનિયાનો પ્રકાશ છું," જોન, ૯ : ૫. "જીસસે કહ્યું, હજી થોડી વાર પ્રકાશ તમારી પાસે છે. તમારી પાસે પ્રકાશ છે ત્યાં સુધીમાં તમે ચાલો, રખેને અંધકાર તમારા ઉપર આવે. જ્યાં સુધી તમારી પાસે પ્રકાશ છે, ત્યાં સુધીમાં પ્રકાશને માનો, કે જેથી તમે પ્રકાશનાં બાલકો થાઓ. હું દુનિયામાં પ્રકાશ આવ્યો છું, કે જે કોઈ મારામાં માને તે અંધકારમાં ન રહે," જોન, ૧૨ : ૩૫, ૩૬, ૪૬. "પ્રકાશ દુનિયામાં આવ્યો છે, પણ માણસોએ પ્રકાશના કરતાં અંધકારનો વધારે સ્નેહ કીધો," જોન, ૩ : ૧૯. જોને સ્વામીને માટે કહ્યું છે, "આ ખરો પ્રકાશ છે, જે દરેક માણસને પ્રકાશિત કરે છે," જોન, ૧: ૪, ૯. "જે લોકો અંધકારમાં બેઠા હતા તેમણે મોટો પ્રકાશ જોયો," મેથ્યુ, ૪ : ૧૬. * * * "તેમાંની જે પ્રજાઓ રક્ષિત થયેલી છે તેઓ તેના પ્રકાશમાં ચાલશે," પ્રદર્શન, ૨૧: ૨૪. "તારા પ્રકાશને અને તારા સત્યને મોકલી આપ: તેમને મને દોરવા દે," સામ, ૪૩: ૩. આ અને બીજાં વાક્યોમાં

સ્વામી તેનામાંથી જે ઈશ્વરી સત્ય છે તે પરત્વે 'પ્રકાશ' કહેવાયો છે, અને સત્ય પોતે પણ 'પ્રકાશ' કહેવાયું છે. સ્વર્ગનો પ્રકાશ સૂર્ય તરીકે સ્વામીમાંથી પ્રસરે છે, તેટલા માટે જ્યારે તે પીટર, જેમ્સ, અને જોનની આગળ પરરૂપિત થયેલો, ત્યારે "તેનો ચહેરો સૂર્યની માફક ઝળકેલો, અને તેનો જભ્ભો પ્રકાશના જેવો ધોળો હતો, બરફના જેવો અતિશય ધોળો, એવો કે પૃથ્વી પર કોઇ ધોબી તેને ધોળી શકે નહીં," માર્ક, ૯: ૩; મેથ્યુ, ૧૭: ૨. સ્વામીનો જભ્ભો આવો દેખાયેલો, કારણકે જે ઈશ્વરી સત્ય તેનામાંથી સ્વર્ગોમાં છે, તેનો તે પ્રદર્શક હતો; અને તેટલા માટે શબ્દમાં 'વસ્ત્રો' નો અર્થ સત્યો થાય છે. * * * (૧૨૯.)

૧૦૯. * * * કુદરતી માણસને ખબર નથી, કે બુદ્ધિ જે વડે આવી વસ્તુઓ દેખે છે, તે ખરેખરો પ્રકાશ છે, કારણકે તે પોતાની આંખોથી એ પ્રકાશ દેખતો નથી, તેમ પોતાના વિચારમાં અનુભવતો નથી; તોપણ ઘણાને તેની ખબર છે, અને માનસિક રીતે નહીં પણ કુદરતી રીતે વિચાર કરનારાઓ જે કુદરતી પ્રકાશમાં છે તેનાથી તેને ભિન્ન કરી શકે છે. જેઓ માત્ર દુનિયાને જુએ છે, અને કુદરતમાં બધી વસ્તુઓનો આરોપ કરે છે, તેઓ કુદરતી રીતે વિચાર કરે છે; પણ જેઓ સ્વર્ગને જુએ છે, અને બધી વસ્તુઓ ઐશ્વર્યને આરોહે છે, તેઓ માનસિક રીતે વિચાર કરેછે. * * * આ પ્રમાણે બુદ્ધિને

તેને ઘટતો પ્રકાશ છે, તેટલા માટે આપણે આંખને માટે જે શબ્દો વાપરીએ છીએ તેજ તેને માટે પણ વાપરીએ છીએ; કે જ્યારે તે ગ્રહણ કરે છે, ત્યારે તે "દેખે છે" અને "પ્રકાશમાં છે," અને જ્યારે તે ગ્રહણ કરતી નથી, ત્યારે "અંધારી" અને "કાળી" છે; ઇત્યાદિ. (૧૩૦)

૧૧૦. સ્વર્ગનો પ્રકાશ ઈશ્વરી સત્ય છે, તેટલા માટે તે ઈશ્વરી જ્ઞાન અને સમજણ પણ છે, અને આમ હોવાને લીધે સ્વર્ગના પ્રકાશમાં ચડવું એ સમજણ અને જ્ઞાનમાં ચડવું તથા પ્રકાશિત થવું છે; અને આ ઉપરથી ફલિત થાય છે, કે દેવો તેમનાં બુદ્ધિ અને જ્ઞાનના બરાબર પ્રમાણમાં પ્રકાશમાં છે; વળી; સ્વર્ગનો પ્રકાશ ઈશ્વરી જ્ઞાન છે, તેટલા માટે બધાનું ખરું લક્ષણ એ પ્રકાશમાં દેખાય છે, કારણકે ત્યાં દરેકનાં આંતરે-ચહેરામાં ઉઘાડાં પ્રકટ થાય છે, અને તેમનો ગુણ સ્પષ્ટ કરાય છેઃ નાનામાં નાની વસ્તુ પણ છુપાવાતી નથી. આંતર દેવો ઇચ્છે છે કે તેમની અંદર જે કંઇ છે તે પ્રકટ થાય, કારણકે તેઓ હિત સિવાય કશું ઇચ્છતા નથીઃ એથી ઉલટું જેઓ સ્વર્ગની નીચે છે, અને જે હિત છે તે ઇચ્છતા નથી, તેઓ રખેને સ્વર્ગમાં પ્રકાશમાં પોતે દેખાઈ જશે એમ ડરે છે. નારકીઓ એક બીજામાં મનુષ્યો જેવા દેખાય છે, પણ–કેવું ચમત્કારિક !– સ્વર્ગના પ્રકાશમાં તેઓ * * * પોતાનાં પાપનાં બરાબર રૂપ તરીકે અર્થાત્ રાક્ષસો તરીકે દેખાય છે. * * * (૧૩૧).

૧૧૧. હવે સ્વર્ગના તાપ સંબંધી કંઇક કહેવામાં આવશે.

સ્વર્ગનો તાપ તત્ત્વતઃ સ્નેહ છે, જે સૂર્ય તરીકે સ્વામીમાંથી પ્રસરે છે. * * * સૂર્ય તરીકે સ્વામીમાંથી બે વસ્તુઓ પ્રસરે છે; ઈશ્વરી હિત અને ઈશ્વરી સત્ય; ઈશ્વરી સત્ય સ્વર્ગોમાં પ્રકાશ છે, અને ઈશ્વરી હિત તાપ છે; પણ ઈશ્વરી સત્ય અને ઈશ્વરી હિત એવાં સંયુક્ત છે, કે તેઓ બે નથી પણ એક છે; છતાં દેવોની પાસે તેઓ વિભક્ત છે, કારણકે કેટલાએક દેવો ઈશ્વરી સત્ય કરતાં ઈશ્વરી હિત વધારે, અને બીજાઓ ઈશ્વરી હિત કરતાં ઈશ્વરી સત્ય વધારે ગ્રહણ કરે છે. જેઓ ઈશ્વરી હિત વધારે ગ્રહણ કરે છે તેઓ સ્વામીના સ્નેહી રાજ્યમાં છે, અને જેઓ ઈશ્વરી સત્ય વધારે ગ્રહણ કરે છે તેઓ સ્વામીના જ્ઞાની રાજ્યમાં છે; પણ સર્વથી પૂર્ણ દેવો તો તેઓ છે, કે જેઓ બન્ને સરખા પ્રમાણમાં ગ્રહણ કરે છે.( ૧૩૩ )

૧૧૨. સ્વર્ગનો તાપ તેના પ્રકાશની માફક સર્વત્ર ભિન્ન ભિન્ન છે; કારણ કે સ્નેહી રાજ્યનો તાપ જ્ઞાની રાજ્યના તાપથી જૂદો છે, અને કોઇ પણ બે મંડલોનો એક નથી. ભેદ માત્ર પ્રમાણનો નથી, પણ કોટિનો છે. સ્વામીના સ્નેહી રાજ્યમાં એ વધારે પ્રતાપી અને શુદ્ધ છે, કારણ કે ત્યાંના દેવો ઈશ્વરી હિતના વધારે ગ્રાહક છે: તેના જ્ઞાની રાજ્યમાં એ ઓછો પ્રતાપી અને શુદ્ધ છે, કારણ કે ત્યાંના દેવો ઈશ્વરી સત્યના વ-

ધારે ગ્રાહક છે; અને દરેક મંડલમાં તે ગ્રહણ પ્રમાણે ભિન્ન છે. નરકોમાં સુદ્ધાં તાપ છે, પણ તે અશુદ્ધ છે. સ્વર્ગનો તાપ 'પવિત્ર' અને 'સ્નેહી અગ્નિ' થી બોધાય છે, અને નરકનો તાપ 'પાર્થિવ' અને 'નારકી અગ્નિ'થીઃ બન્ને સ્નેહને લક્ષે છે. સ્નેહી અગ્નિ સ્વામી તરફના અને પડોશી તરફના સ્નેહને લક્ષે છે, અને એ સ્નેહોમાંથી પ્રભવતા દરેક અનુરાગને; અને નારકી અગ્નિ પોતાના સ્નેહને તથા દુનિયાના સ્નેહને લક્ષે છે, અને એ સ્નેહોમાંથી પ્રભવતા દરેક વ્યભિચારને. સ્નેહ એ માનસિક તાપ છે, એ મનુષ્ય પોતાના સ્નેહની પ્રવૃત્તિ પ્રમાણે ગરમ થાય છે તે પરથી સ્પષ્ટ દેખાય છે; કારણકે તેના મહત્વ અને ગુણના પ્રમાણમાં તે ગરમ થાય છે, અને તપે છે; અને તે તાપ સ્નેહ પર જ્યારે ચડાઈ થાય છે ત્યારે દેખાઈ આવેછે. આમ હોવાને લીધેજ સાધારણ રીતે અમુક મનુષ્યને તેના હિતના સ્નેહના અનુરાગો અને તેના પાપના સ્નેહના વ્યભિચારોના સંબંધમાં "ગરમ," "તપેલો," "બળતો," "ઉકળતો," ઇત્યાદિ કહેવામાં આવે છે. (૧૩૪).

૧૧૩. સૂર્ય તરીકે સ્વામીમાંથી જે સ્નેહ પ્રસરે છે તે સ્વર્ગમાં તાપ લાગે છે, કારણકે દેવોનાં આંતરો જે ઈશ્વરી હિત સ્વામીમાંથી છે તેમાંથી સ્નેહ ગ્રહણ કરે છે, અને તેમનાં બાહ્યો અંદરથી ગરમ થાય છે. આમ છે તેટલા માટે સ્વર્ગમાં તાપ અને સ્નેહ પરસ્પર એવા સમરૂપ છે, કે ત્યાં દરેક તેના સ્નેહના ગુણને સમરૂપ જાતિ અને કોટિનો તાપ અ-

નુભવે છે. * * * દુનિયાનો તાપ સ્વર્ગમાં પેસતો નથી, કારણ કે તે અતિશય સ્થૂલ છે, અને માનસિક નહીં પણ કુદરતી છેઃ મનુષ્યોમાં તેમ નથી, કારણ કે તેઓ જેવા કુદરતી દુનિયામાં છે તેવા જ માનસિક દુનિયામાં પણ છે. તેટલા માટે તેઓ પોતાના સ્નેહો પ્રમાણે જ મનની અંદર ગરમ હોય છે; પણ શરીરની અંદર તો તેઓ મનના તાપ અને દુનિયાના તાપ–બન્ને વડે ગરમ થાય છે; અને એક બીજાની અંદર વહે છે, કારણકે તેએ સમરૂપ છે. આ બે પ્રકારના તાપના સમરૂપનો સ્વભાવ અને ગુણ પ્રાણીઓ ઉપરથી દેખાય છે, કારણકે તેમના સ્નેહો,–જેમાં પોતાની વિશિષ્ટ જાતિની સંતતિ રાખવાનો સ્નેહ સર્વોપરિ છે, તે–દુનિયાના સૂર્યના તાપના સદ્ભાવ અને મહત્ત્વ પ્રમાણે ફાટી નીકળે છે અને પ્રવૃત્ત થાય છે; * * * પણ જેઓ એમ ધારે છે કે દુનિયાનો તાપ સ્નેહોને ગરમ કરે છે, તેઓ ઘણા છેતરાયા છે; કારણકે કુદરતી માનસિકમાં નહીં પણ માનસિક જ કુદરતીમાં વહે છે. માનસિકનો કુદરતીમાં પ્રવાહ ઈશ્વરી ક્રમ પ્રમાણે છે, પણ કુદરતીનો માનસિકમાં પ્રવાહ ઈશ્વરી ક્રમની વિરુદ્ધ છે. (૧૩૫).

૧૧૪. દેવોને મનુષ્યોની માફક બુદ્ધિ અને ઇચ્છા છે. સ્વર્ગનો પ્રકાશ તેમના બુદ્ધિના જીવનને ઉત્પન્ન કરે છે, કારણકે સ્વર્ગનો પ્રકાશ ઈશ્વરી સત્ય છે, અને એ વડે ઈશ્વરી જ્ઞાન; અને સ્વર્ગનો તાપ તેમની ઈચ્છાના જીવનને બનાવે છે, કારણકે સ્વર્ગનો તાપ ઈશ્વરી હિત છે, અને એ વડે ઈશ્વરી સ્નેહ. દેવોનું

તાત્વિક જીવન એ તાપમાંથી છે, એ તાપ જેટલે અંશે પ્રકાશની અંદર હોય તે અંશ સિવાય તે પ્રકાશમાંથી નહીં; અને સામાન્યતઃ જીવન તાપમાંથી છે એ સ્પષ્ટ છે, કારણકે તાપ દૂર થતાં જીવન મૃત્યુ પામે છે. સ્નેહ વગરની આસ્થાની અથવા હિત વગરના સત્યની પણ એ સ્થિતિ છે; કારણકે સત્ય, જે આસ્થાનું સત્ય કહેવાય છે, તે પ્રકાશ છે, અને હિત, જે સ્નેહનું છે, તે તાપ છે. * * * (૧૩૬.)

૧૧૫. જોનમાં કહેલું છે, "પ્રારંભમાં શબ્દ હતો, અને શબ્દ ઈશ્વરની સાથે હતો, અને શબ્દ ઈશ્વર હતો: બધી વસ્તુઓ તેનાથી બનાવાઈ હતી, અને જે બનાવાઇ હતી તેમાંની કશી વસ્તુ તેના વગર બનાવાઈ ન હતી તેનામાં જીવન હતું, અને તે જીવન મનુષ્યોનો પ્રકાશ હતું. તે દુનિયામાં હતો, અને દુનિયા તેનાથી બનાવાઈ હતી. અને શબ્દ માંસ બનાવાયો, અને અમારામાં વસ્યો, અને અમે તેનો પ્રકાશ જોયો, "૧ : ૧, ૩, ૪, ૧૦, ૧૪. આ સ્થલે શબ્દનો અર્થ સ્વામી છે, એ સ્પષ્ટ છે, કારણકે એમ કહેલું છે, કે 'શબ્દ માંસ બનાવાયો'; પણ શબ્દનો વિશિષ્ટ અર્થ શો છે તે હજી સુધી જણાયેલું નથી, અને તેટલા માટે હવે સમજાવાશે. આ વાકયમાં શબ્દ ઈશ્વરી સત્ય છે, જે સ્વામીમાં અને સ્વામીમાંથી છે; અને તેટલા માટે તે 'પ્રકાશ' પણ કહેવાય છે, અને પ્રકાશ ઈશ્વરી સત્ય છે, એમ આ પ્રકરણના આગલા ભાગમાં બતાવાયું છે. બધી વસ્તુઓ ઈશ્વરી સત્યથી કેવી રીતે બનાવાઈ અને રચાઈ, તે હવે સમજાવાશે.

ઈશ્વરી સત્યને સ્વર્ગમાં બધી શક્તિ છે, અને ઈશ્વરી સત્ય સિવાય શક્તિ કશી છેજ નહીં. બધા દેવો ઈશ્વરી સત્યમાંથી શક્તિઓ કહેવાય છે, અને જેટલે અંશે તેઓ ઈશ્વરી સત્યના ગ્રાહક અથવા પાત્ર છે તેટલે અંશે ખરેખર શક્તિઓ છે; અને આટલા માટે તેમને નરકો ઉપર, અને જે વિરુદ્ધ થાય છે તે બધાઓની ઉપર, શક્તિ છે; કારણકે નરકોમાં એક હજાર દુશ્મનો સ્વર્ગના પ્રકાશનું એક કિરણ સહવાને શક્તિમાન નથી, કે જે કિરણ ઈશ્વરી સત્ય છે. તેટલા માટે, જ્યારે દેવો પોતાના ઈશ્વરી સત્યના ગ્રહણ વડે દેવો છે, ત્યારે એ ફલિત થાય છે, કે સમગ્ર સ્વર્ગની પણ એ સ્થિતિ છે, કારણકે સ્વર્ગમાં દેવોનો સમાવેશ થાય છે.

ઈશ્વરી સત્યમાં આટલી મોટી શક્તિ રહેલી છે, તે જેઓને સત્યની–વિચાર અથવા સંવાદ, કે જેની અંદર બીજાઓ તેને અનુસરે તે વગર બીજી શક્તિ રહેલી નથી, તે સિવાય બીજી–કશી કલ્પના નથી, તેમનાથી સમજી શકાશે નહીં; પણ ઈશ્વરી સત્યમાં પોતામાં શક્તિ રહેલી છે, અને એ શક્તિ એવા પ્રકારની છે, કે સ્વર્ગ અને પૃથ્વી, તથા જે વસ્તુઓ તેમની અંદર છે તે બધી તેનાથી ઉત્પન્ન થયેલી છે. ઈશ્વરી સત્યમાં આવી શક્તિ રહેલી છે, એ મનુષ્યમાં સત્ય અને હિતની શક્તિથી તથા દુનિયામાં સૂર્યના પ્રકાશ અને તાપની શક્તિથી સ્પષ્ટ કરી શકાશે.

મનુષ્યમાં સત્ય અને હિતની શક્તિથી. મનુષ્ય જે વસ્તુ કરે છે, તે દરેક તે બુદ્ધિ અને ઇચ્છામાંથી કરે છે. તે પોતાની ઇ-

ચ્છામાંથી હિત વડે કામ કરે છે, અને બુદ્ધિમાંથી સત્ય વડે; કા. રણકે જે વસ્તુઓ ઇચ્છામાં છે તે બધીનો હિત સાથે સંબંધ છે, અને જે બુદ્ધિમાં છે.તે બધીનો સત્ય સાથે. તેટલા માટે આખું શરીર ઇચ્છા અને બુદ્ધિમાંથી પ્રવૃત્ત થાય છે, અને તેમની આજ્ઞા થતાં હજારો વસ્તુઓ સાથે ગતિ કરે છે; અને આ પરથી એ સ્પષ્ટ છે, કે આપણું શરીર હિત અને સત્યની આજ્ઞા માનવાને રૂપાયેલું છે, અને તેટલા માટે, કે એ હિત અને સત્યમાંથી રૂપાયેલું છે.

દુનિયામાં સૂર્યના તાપ અને પ્રકાશની શક્તિથી. જે વસ્તુઓ દુનિયામાં થાય છે તે બધીની–જેવી કે ઝાડો, ધાન્ય, ફૂલો-ઘાસો, ફળો, અને બીજીની–સૂર્યના તાપ અને પ્રકાશ વગર ઈ, તરથી ઉત્પત્તિ નથી; અને આ ઉપરથી એ પદાર્થોમાં ઉત્પત્તિની શક્તિ કેટલી છે તે દેખી શકાશે; ત્યારે ઈશ્વરી પ્રકાશ, કે જે ઈશ્વરી સત્ય છે, તેની શક્તિ કેટલી હોવી જોઇએ; અને ઈશ્વરી તાપ, કે જે ઈશ્વરી હિત છે, તેની! તેમનામાંથી સ્વર્ગ સત્તા પામે છે, અને પરિણામે દુનિયા–કારણકે ઉપર બતાવ્યું છે તે પ્રમાણે દુનિયા સ્વર્ગમાંથી સત્તા પામે છે; * * * ૧૩૭

૧૧૯. એમ કહેવું જોઇએ કે સ્વર્ગોમાં સૂર્ય તરીકે સ્વામીમાંથી જે ઈશ્વરી હિત અને ઈશ્વરી સત્ય છે, તે સ્વામીમાં નથી, પણ સ્વામીમાંથી છે; સ્વામીમાં માત્ર ઈશ્વરી હિત છે, જે તત્ત્વમાંથી સ્વર્ગોમાં ઈશ્વરી હિત અને ઈશ્વરી સત્ય વર્તે છે, અને આ પણ દુનિયાના સૂર્ય સાથે સરખાવવાથી સ્પષ્ટ કરી

શકાય; કારણ કે જે તાપ અને પ્રકાશ દુનિયામાં છે, તે સૂર્યમાં નથી. પણ સૂર્યમાંથી છે; સૂર્યમાં અગ્નિ સિવાય બીજું કશું નથી, જેમાંથી તાપ અને પ્રકાશ પ્રસરે છે. પ્રસરવાનો અર્થ તત્ત્વમાંથી વર્તવાનો થાય છે. (૧૩૯.)

૧૧૭. સ્વામી સૂર્ય તરીકે ઈશ્વરી સ્નેહ છે, અને ઈશ્વરી સ્નેહ પોતે ઈશ્વરી હિત છે, તેટલા માટે જે ઐશ્વર્ય તેનામાંથી પ્રસરે છે, અને સ્વર્ગમાં તેનુ ઐશ્વર્ય છે, જે સ્પષ્ટતાની ખાતર ઈશ્વરી સત્ય કહેવાય છે, જો કે તે ઈશ્વરી સત્ય સાથે સંયુક્ત થયેલું ઇશ્વરી હિત છે. આ ઈશ્વરી સત્ય, જે તેનામાંથી પ્રસરતું પવિત્ર જીવન કહેવાય છે, તે છે. (૧૪૦.)



## स्वर्गमां चार दिशाओ.

૧૧૮. દુનિયાની માફક સ્વર્ગમાં ચાર દિશાઓ છે; ઉત્તર, દક્ષિણ, પૂર્વ, અને પશ્ચિમ, અને બન્ને દુનિયામાં તેઓ સૂર્યથી નિશ્ચિત થાય છે; સ્વર્ગમાં સ્વર્ગના સૂર્યથી અર્થાત્ સ્વામીથી, અને દુનિયામાં દુનિયાના સૂર્યથી: છતાં એ બન્નેમાં મોટા ભેદો છે.

પહેલો ભેદ એ છે, કે દુનિયામાં તે દિશા દક્ષિણ કહેવાય છે, કે જ્યાં સૂર્ય દુનિયાની ઉપર સર્વથી વધારે ઉંચાઇએ રહેછે; ઉત્તર તે કે જ્યાં તે પૃથ્વીની નીચે સામેના બિંદુમાં છે; પૂર્વ તે

કે જ્યાં તે રિપુનોમાં ઉગે છે; અને પશ્ચિમ તે કે જ્યાં તે ત્યારે આથમે છે. આ પ્રમાણે દુનિયામાં બધી દિશાએ દક્ષિણથી નિશ્ચિત થાય છે, પણ સ્વર્ગમાં તે દિશા પૂર્વ કહેવાય છે કે જ્યાં સ્વામી સૂર્ય તરીકે દેખાય છે; સામેની પશ્ચિમ છે; જમણી દક્ષિણ, અને ડાબી ઉત્તર છે, અને આ પ્રમાણે નિવાસીઓ ગમે તે તરફ વળે તોપણ રહેછે. * * * (૧૪૧.)

૧૧૯. બીજો ભેદ એ છે, કે દેવોને પૂર્વ હમેશાં સન્મુખ પશ્ચિમ હમેશાં પાછળ, દક્ષિણ જમણી, અને ઉત્તર ડાબી રહે છે; પણ દુનિયામાં મનુષ્ય પોતાનો ચહેરો દરેક દિશામાં વાળતો હોવાથી આ સહેલાઇથી સમજી શકાશે નહીં, તેટલા માટે તે સમજાવવામાં આવશે.

આખું સ્વર્ગ પોતાના સામાન્ય મધ્યબિંદુ તરીકે પોતાને સ્વામી તરફ વાળે છે, અને તેટલા માટે બધા દેવો પોતાને તેના તરફ વાળે છે. પૃથ્વી ઉપર સામાન્ય મધ્યબિંદુ તરફ સાર્વત્રિક વલણ છે એ સુવિદિત છે; પણ સ્વર્ગનું વલણ દુનિયાના વલણથી ભિન્ન છે; કારણ કે સ્વર્ગમાં આગલા તથા ઉપલા ભાગો સામાન્ય મધ્યબિંદુ તરફ વળે છે, પણ દુનિયામાં નીચલા ભાગો; અને દુનિયામાં આ વલણ મધ્યોપકર્ષણ અથવા ગુરુત્વાકર્ષણ કહેવાય છે. દેવોનાં આંતરો આગળ જ વળેલાં હોય છે, અને આંતરો ચહેરામાં દેખાય છે તેટલા માટે સ્વર્ગમાં દિશાઓ ચહેરાથી નિર્ણીત થાય છે. (૧૪૨)

૧૨૦. દેવો ગમે તે તરફ વળે તોપણ પૂર્વ તેમને હમેશાં સન્મુખ હોય છે, એ ઉપલી હકીકતના કરતાં પણ ઓછી સહેલાઈથી દુનિયામાં સમજી શકાશે, કારણ કે મનુષ્યને પોતે જે પ્રમાણે વળે તે પ્રમાણે દરેક દિશા સન્મુખ થાય છે. * * * * * * સ્વર્ગમાં સ્વામી સૂર્ય તરીકે નિરંતર ચહેરાની આગળ રહે છે, કારણ કે તેનામાંથી દેવો પોતાનો સ્નેહ પ્રાપ્ત કરે છે; અને સ્વામી પોતે દેવોની સાથે તેના પોતાના સ્નેહમાં છે, તેટલા માટે તેઓ ગમે તેમ વળે તોપણ તે તેમને પોતાના તરફ જોવરાવે છે. * * *

સ્વામી નિરંતર દેવોના ચહેરાની સન્મુખ છે, તેટલા માટે દુનિયામાં પણ જેઓ ઈશ્વરમાં માને છે, અને તેને ચાહે છે તેમને માટે એવું બોલવું સાધારણ છે, કે તેઓ 'તેને પોતાની આંખો આગળ મૂકે છે,' અને 'પોતાના વદન આગળ,' અને કે તેઓ 'તેના તરફ જુએ છે, અને તેને દૃષ્ટિમાં રાખે છે.' આ પ્રકારની બોલવાની રીત માનસિક દુનિયામાંથી આવેલી છે, કારણ કે માનુષ ભાષામાં ઘણાં સ્ફોટનો માનસિક દુનિયામાંથી આવેલાં છે, જોકે મનુષ્ય તેમની ઉત્પત્તિ સંબંધી અજ્ઞાન છે. (૧૪૩.)

૧૨૧. આ પ્રકારનું સ્વામી તરફ વલણ છે, એ સ્વર્ગનો એક ચમત્કાર છે; કારણકે એવું સંભવે, કે ઘણા એકજ સ્થલમાં હોય, અને એક પોતાનું વદન તથા શરીર એક તરફ વાળે અને બીજો બીજી તરફ વાળે, અને છતાં બધા સ્વામીને સન્મુખ દેખે

છે; અને દરેકને દક્ષિણ પોતાની જમણી તરફ, ઉત્તર ડાબી તરફ, અને પશ્ચિમ પાછળ રહે છે. સ્વર્ગનો એક બીજો ચમત્કાર એ છે, કે જો કે દેવોનું દર્શન નિરંતર પૂર્વ તરફ છે, તોપણ બીજી દિશાઓ તરફ સુદ્ધાં તેમને દર્શન હોય છે; પણ એમના તરફ તેમનું દર્શન તેમની આંતર દૃષ્ટિમાંથી છે, જે વિચારની દૃષ્ટિ છે. સ્વર્ગનો એ પણ એક ચમત્કાર છે, કે ત્યાં કોઇને પણ બીજાની પાછળ ઉભા રહેવાનો અને તેના માથાની પીઠ જોવાનો હક નથી; કારણ કે એથી કરીને **સ્વામી**માંથી પ્રસરતા હિત અને સત્યના પ્રવાહને વિક્ષેપ થાય. ( ૧૪૪. )

૧૨૨. જે રીતે **સ્વામી** દેવોને દેખે છે તે રીતે દેવો **તેને** દેખતા નથી, કારણ કે તેઓ **સ્વામી**ને પોતાની આંખોદ્વારા દેખે છે, પણ **સ્વામી** તેમને કપાળમાં દેખે છે, કારણ કે કપાળ સ્નેહનું સમરૂપ છે; અને **સ્વામી** સ્નેહથી તેમની ઇચ્છાઓમાં વહે છે, અને તેમની બુદ્ધિઓ આગળ પોતાને દૃશ્ય કરે છે, જેની આંખો સમરૂપ છે. ( ૧૪૫. )

૧૨૩ જે સ્વર્ગોનો **સ્વામી**ના સ્નેહી રાજ્યમાં સમાવેશ થાય છે તેમની દિશાઓ જેમનો **તેના** જ્ઞાની રાજ્યમાં સમાવેશ થાય છે તેમની દિશાઓથી ભિન્ન છે; કારણ કે **સ્વામી** જે દેવો **તેના** સ્નેહી રાજ્યમાં છે તેમને સૂર્ય તરીકે, અને જેઓ **તેના** જ્ઞાની રાજ્યમાં છે તેમને ચન્દ્ર તરીકે દેખાય છે. જ્યાં **સ્વામી** દેખાય છે તે પૂર્વ છે, પણ સ્વર્ગમાં સૂર્ય અને ચન્દ્ર વચ્ચેનું અં-

તર ત્રીશ અંશનું છે; તેટલા માટે સ્નેહી રાજ્ય અને જ્ઞાની રાજ્યની દિશાઓ વચ્ચે પણ તેટલુંજ અંતર છે. * * * (૧૪૬.) * * *

૧૨૪. સ્વર્ગના બધા નિવાસીઓ દિશાઓ પ્રમાણે સ્પષ્ટતાથી વસે છે. જેઓ સ્નેહના હિતમાં છે તેઓ પૂર્વ અને પશ્ચિમ ઉપર વસે છે; જેઓ તે સ્પષ્ટતાથી ગ્રહણ કરે છે તેઓ પૂર્વ ઉપર, અને જેઓ ઓછી સ્પષ્ટતાથી ગ્રહણ કરે છે તેઓ પશ્ચિમ ઉપર. જેઓ સ્નેહના હિતમાંથી પ્રભવેલા જ્ઞાનમાં છે, તેઓ દક્ષિણ અને ઉત્તરમાં વસે છે; જેઓ જ્ઞાનના સ્પષ્ટ પ્રકાશમાં છે તેઓ દક્ષિણમાં, અને જેઓ જ્ઞાનના ઓછા સ્પષ્ટ પ્રકાશમાં છે તેઓ ઉત્તરમાં. * * * (૧૪૮.)

૧૨૫. સ્વર્ગના દરેક મંડલમાં પણ એજ વ્યવસ્થા ચાલે છે. જેઓ સર્વથી વધારે પ્રતાપી સ્નેહ અને દયામાં હોય છે તેઓ પૂર્વમાં રહે છે, અને જેઓ ઓછામાં હોય છે તેઓ પશ્ચિમમાં;જેઓ જ્ઞાન અને બુદ્ધિના સર્વોપરિ પ્રકાશમાં હોય છે તેઓ દક્ષિણમાં, અને ઓછામાં હોય છે તેઓ ઉત્તરમાં. * * * (૧૪૯.)

૧૨૬. આમ છે તેટલા માટે સ્વર્ગોની અંદર દિશાઓ જે દેવો ત્યાં રહે છે તેમના વિશેષ ગુણોનો બોધ કરે છે:આ પ્રમાણે પૂર્વ સ્નેહ અને તેના હિતના સ્પષ્ટ અનુભવને બોધે છે; પશ્ચિમ તેના જ અસ્પષ્ટ અનુભવને; દક્ષિણ જ્ઞાન અને બુદ્ધિના સ્પષ્ટ પ્રકાશને; અને ઉત્તર તેના જ અસ્પષ્ટ પ્રકાશને. સ્વર્ગમાં દિશા-

ઓનો આ અર્થ હોવાથી **શબ્દના** આંતર અથવા માનસિક સત્યમાં પણ તેનો એવો જ અર્થ છે; કારણ કે **શબ્દનું** આંતર અથવા માનસિક સત્ય સ્વર્ગમાં જે વસ્તુઓ વર્તે છે તેને પૂર્ણ અંશે અનુકૂલ છે. ( ૧૫૦. )

૧૨૭. નરકનો ક્રમ સ્વર્ગના ક્રમથી ઊલટો છે; કારણ કે નારકીઓ સૂર્ય કે ચન્દ્ર તરીકે **સ્વામી** તરફ જોતા નથી, પણ **સ્વામીથી** વિમુખ જે ગહન અંધકાર દુનિયાના સૂર્યને સ્થાને, અને જે અંધકાર દુનિયાના ચન્દ્રને સ્થાને છે, તે તરફ જુએ છે. * * * તેટલા માટે નરકની દિશાઓ સ્વર્ગની દિશાઓથી ઊલટી છે. ગહન અંધકાર અને અંધકાર પૂર્વમાં છે; જ્યાં સ્વર્ગનો સૂર્ય છે ત્યાં પશ્ચિમ છે; દક્ષિણ જમણી; અને ઉત્તર ડાબી; અને આ સંબંધ પણ શરીર ગમે તે તરફ વાળવામાં આવે તે છતાં કાયમ રહેછે. * * * જેઓ નરકમાં છે, તેઓ નિવાસ પણ પોતાની દિશાઓ પ્રમાણે કરેછે. * * * ( ૧૫૧. ) * * *

૧૨૮. પાપી જીવો કેટલીક વાર સ્વર્ગની દિશાઓ તરફ વળેલા દેખાય છે, અને ત્યારે તેઓ બુદ્ધિમાં આવી સત્યનું દર્શન કરે છે, પણ હિતના કોઈ સ્નેહનું નહીં; અને તેટલા માટે જેવા તેઓ પોતાની દિશા તરફ પાછા વળેછે, તેવા બુદ્ધિ અને સત્યથી વિમુખ થાય છે, અને કહેછે, કે " જે સત્યો અમે પહેલાં સાંભળેલાં અને જોયેલાં તે સત્યો નહીં પણ અસત્યો હતાં: " તેઓ એમ પણ ઈચ્છે છે, કે અસત્યો સત્યો હોવાં જોઇએ. આ

વલણના સંબંધમાં મને કહેવામાં આવ્યું છે, કે પાપીઓની બુદ્ધિ એ પ્રમાણે વળી શકે, પણ ઇચ્છા નહીં; અને કે આ પ્રકારની વ્યવસ્થા સ્વામીએ એવા ઉદ્દેશથી કીધેલી છે, કે દરેક સત્યોને જોઇ અને માન્ય કરી શકે; અને છતાં કોઇ પણ મનુષ્ય, જો તે હિતમાં ન હોય, તો તેને સ્વીકારતો નથી, કારણકે જે સત્યો સ્વીકારે છે તે હિત છે; અને પાપ નથી. મનુષ્યની પણ તેનો સત્યોથી ઉદ્ધાર થાય તેટલા માટે એજ સ્થિતિ છે; અને તોપણ જેટલે અંશે તે હિતમાં હોય તેટલે અંશે જ સુધરી શકેછે. * * * (૧૫૩.)



## स्वर्गना देवोनी अंदर स्थितिना फ़ेरफारो.

૧૨૯. દેવોની અંદર સ્થિતિના ફેરફારોનો અર્થ એ છે, કે તેમના સ્નેહ અને આસ્થાના ફેરફારો, અને તે વડે જ્ઞાન અને બુદ્ધિના ફેરફારો, અને આ પ્રમાણે તેમના જીવનની સ્થિતિઓના ફેરફારો. જીવનના સંબંધમાં, અને જે વસ્તુઓનો જીવનની સાથે સંબંધ છે તેમને માટે, સ્થિતિ કહી શકાય છે; અને હેવી જીવન સ્નેહ અને આસ્થાનું જીવન છે, તથા એ વડે જ્ઞાન અને બુદ્ધિનું જીવન છે, તેટલા માટે સ્થિતિઓ * * * સ્નેહ અને આસ્થાની સ્થિતિઓ કહેવાય છે, તથા જ્ઞાન અને બુદ્ધિની. આ સ્થિતિઓ કેમ ફરે છે તેનું હવે વર્ણન આપવામાં આવશે. (૧૫૪.)

૧૩૦. દેવો નિરંતર સ્નેહની એકની એક સ્થિતિમાં રહેતા નથી, અને તેટલા માટે એકની એક જ્ઞાનની સ્થિતિમાં પણ નહીં, કારણ કે તેમનું બધું જ્ઞાન સ્નેહમાંથી અને સ્નેહ પ્રમાણે હોય છે. કેટલીક વાર તેઓ પ્રતાપી સ્નેહની સ્થિતિમાં હોય છે, અને કેટલીક વાર એટલો પ્રતાપી ન હોય તે સ્નેહની સ્થિતિમાં; એટલે કે વધારેમાં વધારે પ્રતાપની સ્થિતિમાંથી તેઓ ક્રમે ક્રમે ઓછામાં ઓછા પ્રતાપની સ્થિતિમાં આવે છે. જ્યારે તેઓ સ્નેહની સર્વોપરિ કોટિમાં હોય છે, ત્યારે તેઓ પોતાના જીવનના પ્રકાશ અને તાપમાં અર્થાત્ દીપ્તિ અને આનંદમાં રહે છે; પણ જ્યારે તેઓ સર્વથી નીચલી કોટિમાં હોય છે, ત્યારે તેઓ છાયા અને શૈત્યમાં અર્થાત્ તેમની અપ્રકાશ અને અસુખની સ્થિતિમાં આવે છે, જ્યાંથી તેઓ ફરી પહેલી સ્થિતિમાં આવે છે, ઇત્યાદિ. આ સ્થિતિઓ એક રીતે ફર્યા નથી કરતી, પણ પ્રકાશ અને છાયા અથવા તાપ અને શૈત્યની સ્થિતિના ભેદોની માફક ભેદ પામે છે; અથવા દરેક કુદરતી દિવસનાં સવાર, બપોર, સાંજ, અને રાતની માફક, કે જે વર્ષમાં હમેશાં ભેદ પામીને ફર્યા કરે છે. આ કુદરતી સામ્યો સમરૂપો પણ છે, કારણ કે સવાર પ્રકાશિત સ્નેહની સ્થિતિનું સમરૂપ છે; બપોર પ્રકાશિત જ્ઞાનની સ્થિતિનું; સાંજ અસ્પષ્ટ જ્ઞાનની સ્થિતિનું; અને રાત સ્નેહ તથા જ્ઞાનના અભાવની સ્થિતિનું; પણ જેઓ સ્વર્ગમાં છે તેમના જીવનની સ્થિતિઓમાં રાતનું

કશું સમરૂપ નથી. ત્યાં જે અરુણ સવારની પહેલાં આવે છે. તેનું સમરૂપ છે, પણ રાતનું સમરૂપ જેઓ નરકમાં છે તેમની સાથે છે. આ સમરૂપ વડે શબ્દમાં દિવસો અને વર્ષો સામાન્યતઃ જીવનની સ્થિતિઓને બોધે છે; તાપ અને પ્રકાશ, સ્નેહ તથા જ્ઞાનને; સવાર, સ્નેહની પહેલી અને સર્વોપરિ કોટિને; બપોર, પોતાના પ્રકાશમાં રહેલા જ્ઞાનને; સાંજ, પોતાની છાયામાં રહેલા જ્ઞાનને; અને રાત, સ્નેહ તથા જ્ઞાનના અભાવને (૧૫૫.)

૧૩૧. જે વસ્તુઓ દેવોની આસપાસ અને તેમની આંખોની આગળ છે, તે બધીની સ્થિતિઓ પણ તેમનાં સ્નેહ અને જ્ઞાનનાં અંતરોની સ્થિતિઓ પ્રમાણે ફરે છે; કારણ કે જે વસ્તુઓ દેવોની બહાર છે, તેઓ જે તેઓની અંદર છે તેમના પ્રમાણે દેખાવ ધારણ કરે છે; પણ એ વસ્તુઓ શી છે તે, અને તેમના ગુણ સંબંધી, જ્યારે અમે સ્વર્ગમાં પદર્શનો અને દેખાવોના વિવેચન ઉપર આવીશું. ત્યારે વર્ણન કરવામાં આવશે.( ૧૫૬. )

૧૩૨. દેવો કહે છે, કે " આવા સ્થિતિના ફેરફારો સ્વર્ગમાં કેટલાંએક કારણોને લીધે થાય છે: પહેલું એ છે, કે જીવનનું અને સ્વર્ગનું સુખ, કે જે સ્વામીમાંથી પ્રસરતા સ્નેહ અને જ્ઞાનમાંથી પરિણમે છે, તેમાં જો તેઓ હમેશાં રહે, તો ધીમે ધીમે તેની કિંમત ઓછી થાય. * * * એક બીજું કારણ એ છે, કે દેવોને પણ મનુષ્યોની માફક પોતાપણું હોય

છે; કે આ પોતાને ચાહવામાં રહેલું છે; કે જેઓ સ્વર્ગમાં છે તે બધાંને તેમના પોતાપણાથી દૂર રાખવામાં આવે છે, અને જેટલે અંશે તેઓ **સ્વામી**વડે પોતાના પોતપણાથી દૂર રહે તેટલે અંશે તેઓ સ્નેહ અને જ્ઞાનમાં છે, અને કે દરેક પોતાના પોતાપણાને ચાહે છે, તથા તેનાથી આકર્ષિત થાય છે, તેટલા માટે તેમને સ્થિતિના ફેરફારો * * * છે. એક ત્રીજું કારણ એ છે, કે આ ફેરફારોથી તેઓ પૂર્ણ થાય છે, કારણ કે આ પ્રમાણે **સ્વામી**ના સ્નેહમાં રહેવાની તેમને ટેવ પડે છે અને તેઓ પોતાપણાથી દૂર રહે છે; અને તેમની દૃષ્ટિ તથા હિતની ગ્રાહક શકિત આવા સુખ અને અસુખના ચક્રથી વધારે સૂક્ષ્મ થાય છે." દેવો એમ પણ કહે છે, કે "અમારી સ્થિતિના ફેરફારો **સ્વામી** કરતો નથી–કારણ કે **સ્વામી** તો સૂર્ય તરીકે નિરંતર તાપ અને પ્રકાશ સાથે વહ્યા કરે છે, એટલે કે સ્નેહ અને જ્ઞાન સાથે–પણ તેનું કારણ અમારા પોતાનામાં છે, કારણ કે અમે અમારા પોતાપણાને ચાહીએ છીએ, જે વારંવાર અમને **સ્વામી**થી દૂર લઇ જાય છે;" અને આ તેઓ દુનિયાના સૂર્યની સરખામણીથી સ્પષ્ટ કરે છે; કારણ કે દરરોજ અને દર વર્ષે તાપ અને શૈત્ય તથા પ્રકાશ અને છાયાની સ્થિતિના ફેરફારો સૂર્યમાંથી થતા નથી–કારણ કે સૂર્ય નિશ્ચલ ઉભો રહે છે. પણ તેઓ પૃથ્વીની ગતિને લીધે થાય છે. (૧૫૮.)

* * *

૧૩૩. જ્યારે દેવો પોતાની છેલ્લી સ્થિતિમાં હોય છે, જે પ્રમાણે તેઓ જ્યારે પોતાના પોતાપણામાં આવે છે ત્યારે બને છે, ત્યારે તેઓ દિલગીર થવા માંડે છે. તેઓ એ સ્થિતિમાં હતા ત્યારે મેં તેમની સાથે વાતચિત કીધી છે, અને તેમની દિલગીરી દીઠી છે; પણ તેમણે કહેલું, કે " અમને થોડીજ વારમાં અમારી મૂલ સ્થિતિમાં અને આ પ્રમાણે જાણે કે સ્વર્ગમાં ફરી જવાની આશા છે; " કારણ કે પોતાના પોતાપણાથી દૂર રહેવું એ તેમને સ્વર્ગ છે. ( ૧૬૦. )

* *




## स्वर्गमां वखत.

૧૩૪. જો કે સ્વર્ગમાં દુનિયાની માફક બધી વસ્તુઓની આનુપૂર્વી અને ગતિ હોય છે, તોપણ દેવોને વખત તથા અવકાશની કશી કલ્પના નથી, અને ખરે વખત તથા અવકાશ શું છે તે સંબંધી તેઓ બિલકુલ અજ્ઞાન છે. તેટલા માટે અમે હવે સ્વર્ગમાં વખત સંબંધી અને એક છૂટા પ્રકરણમાં અવકાશ સંબંધી બોલીશું. ( ૧૬૨. )

૧૩૫. દેવો વખત શું છે તે જાણતા નથી, * * * કારણ કે સ્વર્ગમાં વર્ષો અને દિવસો નથી, પણ સ્થિતિના ફેર-

ફારો છેઃ જ્યાં વર્ષો અને દિવસો છે, ત્યાં વખતો છે; પણ જ્યાં સ્થિતિના ફેરફારો છે, ત્યાં સ્થિતિઓ છે. (૧૬૩.)

૧૬૬. દુનિયામાં વખતો છે, કારણ કે દુનિયાનો સૂર્ય આકાશમાં એક કોટિમાંથી બીજી કોટિમાં ચાલતો અને એ પ્રમાણે વખતો અથવા જે વર્ષની ઋતુઓ કહેવાય છે તે કરતો દેખાય છે; જે ઉપરાંત, તે દેખીતો પૃથ્વીની આસપાસ ફરે છે, અને આ પ્રમાણે જે વખતો દિવસના વખતો કહેવાય છે તે કરે છે. આ બન્ને ફેરફારો નિયમિત કાલક્રમે થાય છે, પણ સ્વર્ગના સૂર્યનો પ્રકાર બીજો છે; કારણ કે તે સૂવ ક્રમિત ગતિઓ અને ચક્રભ્રમણોથી વર્ષો અને દિવસો પરિણામતો નથી, પણ દેખાવમાં સ્થિતિના ફેરફારો પરિણામે છે; અને આ ગયા પ્રકરણમાં બતાવ્યું હતું તે પ્રમાણે નિયમિત કાલક્રમે નહીં; અને આટલા માટે દેવોને વખતની કશી કલ્પના હોઇ શકે નહીં, પણ તેને સ્થલે તેમને સ્થિતિની કલ્પના હોય છે. સ્થિતિ શું છે તે ઉપર ફ. ૧૨૯ માં જોઇ શકાશે. ( ૧૬૪. )

૧૬૭. * * * તેઓ વર્ષ, મહિનો, અઠવાડીઉં, દિવસ, કલાક, આજ, કાલ, ગઇ કાલ, વગેરેનો શો અર્થ છે, એટલું પણ જાણતા નથી; અને જ્યારે તેઓ મનુષ્યો પાસેથી એ નામો સાંભળેછે ( કારણકે સ્વામી દેવોને હમેશાં મનુષ્યની સાથે જોડે છે ), ત્યારે તેમને માત્ર સ્થિતિઓનું જ્ઞાન થાય છે, અને જેમનો સ્થિતિની સાથે સબંધ છે તેવી વસ્તુઓનું: આ પ્રમાણે મનુષ્યના કુદરતી વિચારો દેવોની અંદર માનસિક

વિચારો થઈ જાય છે. આમ છે તેટલા માટે વખનો શબ્દમાં સ્થિતિઓને બોધે છે, અને ઉપર બતાવ્યા તેવા વખતના ભાગો તેમની સમરૂપ માનસિક વસ્તુઓને. (૧૬૫)

* * *

૧૬૮. જે દેવો મનુષ્યોની સાથે બોલે છે તેઓ કદાપિ જે કુદરતી વિચારો મનુષ્યને સ્વાભાવિક છે, અને વખત, અવકાશ, સ્થૂલતા, અને તત્સમ વસ્તુઓમાંથી પ્રભવે છે, તે દ્વારા બોલતા નથી; પણ માનસિક વિચારો દ્વારા બોલે છે, કે જે દેવોની અંદર અને બહાર સ્થિતિઓ અને તેમના ફેરફારોમાંથી પ્રભવે છે; તો પણ દૈવી વિચારો, કે જે માનસિક છે, તેઓ જ્યારે મનુષ્યની અંદર વહે છે, ત્યારે એક ક્ષણમાં અને પોતાની મેળે જે કુદરતી વિચારો મનુષ્યને સ્વાભાવિક છે અને તેમના સમરૂપ છે. તે બની જાય છે. આ ફેરફારની દેવોને અને મનુષ્યોને પણ ખબર નથી, જો કે એ પ્રકારે જ બધો સ્વર્ગનો પ્રવાહ મનુષ્યની અંદર આવે છે. * * * વખતો મૂલમાં સ્થિતિઓ છે, તે એ પરથી પણ કેટલાએકે જાણેલું છે, કે તેઓ સર્વથા મનુષ્યો જે અનુરાગોની સ્થિતિમાં હોય તે પ્રમાણે હોય છે; જેઓ અનુકૂલ અને સોલ્લાસ અનુરાગોમાં હોય તેમને ટૂંકા; પ્રતિકૂલ અને સશોક અનુરાગોમાં હોય તેમને લાંબા; તથા જેઓ આશા અને અપેક્ષાની સ્થિતિઓમાં હોય તેમને ભિન્ન ભિન્ન; અને આ કારણને માટે ભણેલ.ઓ વખત તથા અવકાશ

શું છે તે શોધે છે; અને કેટલાએક જાણે છે, કે વખત કુદરતી મનુષ્યનો છે. (૧૬૮.)

૧૩૯. કુદરની મનુષ્ય એવું ધારે, કે જો વખત, અવકાશ, અને સ્થૂલ પદાર્થોના વિચારો લઈ લેવામાં આવે, તો તેને કશો વિચાર રહે નહીં, કારણ કે એ વિચારો ઉપર મનુષ્યના સ્વાભાવિક વિચારનો આધાર છે; પણ તેણે ખાત્રી રાખવી, કે જે પ્રમાણમાં વિચારો, વખત, અવકાશ, અને સ્થૂલ વસ્તુઓના હોય છે, તે પ્રમાણમાં તેઓ સંકુચિત અને બંધાયેલા રહે છે; અને કે જે પ્રમાણમાં તેઓ એ વસ્તુઓથી વિચ્છિન્ન થાય છે તે પ્રમાણમાં તેઓ સંકોચ નહીં પણ વિસ્તાર પામે છે, કારણ કે મન તેટલે અંશે શરીર અને દુનિયાની વસ્તુઓથી ઉત્કૃષ્ટ થાય છે. આટલા માટે દેવોને જ્ઞાન છે, અને તેમનું જ્ઞાન અગમ્ય કહેવાય છે, કારણ કે જે વિચારો માત્ર કુદરતી વસ્તુઓમાંથી પ્રભવે છે તેમાં તે આવી શકતું નથી. (૧૬૯.)

---

## स्वर्गमां प्रदर्शनो अने देखावो.

૧૪૦ જે મનુષ્ય ફક્ત કુદરતી પ્રકાશમાંથી વિચારે છે, તે સ્વર્ગની કોઈપણ વસ્તુ જે દુનિયામાં છે તેની બરાબર કેમ હોઇ શકે, તે સમજી શકે નહીં; કારણ કે એ પ્રકાશમાંથી તેણે વિચારેલું અને માનેલું હોય છે, કે દેવો માત્ર મનો છે, * * *

અને તેટલા માટે તેમને મનુષ્યના જેવાં ઇન્દ્રિયો હોતાં નથી, એટલે આંખો નહીં, તેમ તેટલા માટે જોવાના પદાર્થો પણ નહીં; છતાં હકીકત એ છે કે દેવોને મનુષ્યને હોય છે તે બધાં ઇન્દ્રિયો છે, પણ તે ઘણી વધારે સૂક્ષ્મ રીતે છે; અને જે પ્રકાશથી તેઓ જુએ છે તે જે પ્રકાશથી મનુષ્ય જુએ છે તે કરતાં ઘણો વધારે તેજસ્વી છે. દેવો સર્વથી પૂર્ણ માનુષ રૂપમાં મનુષ્યો છે, અને તેમને દરેક ઇન્દ્રિય હોય છે, એ ઉપર ક ૬૧ થી ૬૩ માં જોઇ શકાશે; અને સ્વર્ગનો પ્રકાશ દુનિયામાંના પ્રકાશના કરતાં ઘણો વધારે તેજસ્વી છે, એ ક. ૧૦૫ થી ૧૧૦ માં. (૧૭૦)

૧૪૧. સ્વર્ગોમાં દેવોને જે વસ્તુઓ દેખાય છે તેમનો સ્વભાવ અને ગુણ ટૂંકામાં કહી શકાય તેમ નથી; ઘણે ભાગે તેઓ પૃથ્વી પરની વસ્તુઓના જેવી છે, પણ રૂપમાં વધારે પૂર્ણ અને સંખ્યામાં વધારે પુષ્કળ છે. સ્વર્ગમાં એવી વસ્તુઓની સત્તા પેગંબરોએ જે વસ્તુઓ જોયેલી તે પરથી સ્પષ્ટ છેઃ જેમ કે ઇઝેકિએલે જોયેલી, તે માટે તે પ્રકરણ ૪૦ થી ૪૮ સુધીમાં નવાં દેવાલય અને નવી પૃથ્વી સંબંધી બોલે છે; દેનિયલે જોયેલી, પ્રકરણ ૭ થી ૧૨; જોને, પ્રકટીકરણઃ પ્રકરણ પહેલાથી છેલ્લા સુધી; અને બીજાઓએ, જેમના સંબંધી શબ્દનાં કાનૂની અને પેગંબરી પુસ્તકોમાં લખેલું છે. તેઓએ આ વસ્તુઓ જ્યારે સ્વર્ગ તેમને માટે ઉઘડાયેલું ત્યારે જોયેલી, અને સ્વર્ગ ઉઘડાયું ત્યારે કહેવાય છે, કે જ્યારે આંતર દૃષ્ટિ, કે જે મનુષ્યનાં જીવની દૃષ્ટિ છે, તે ઉઘડાય છે; કારણ કે જે વસ્તુઓ સ્વર્ગમાં છે

તે શરીરની આંખોથી દેખાતી નથી, પણ જીવની આંખોથી, કે જે સ્વામીની ઇચ્છા હોય ત્યારે ઉઘડાય છે; અને ત્યારે મનુષ્ય શરીરનાં ઇન્દ્રિયોના કુદરતી પ્રકાશથી વિમુખ અને માનસિક પ્રકાશમાં ઉત્કૃષ્ટ થાય છે કે જેની અંદર તે જીવપરત્વે હોય છે. સ્વર્ગમાં જે વસ્તુઓ છે તે મેં એ પ્રકાશમાં જોએલી છે (૧૭૧)

૧૪૨. જો કે જે વસ્તુઓ સ્વર્ગમાં દેખાય છે તે ઘણે ભાગે પૃથ્વી ઉપર જે વર્તમાન છે તેમને મળતી છે, તોપણ તેઓ તત્ત્વતઃ સમાન નથી; કારણ કે જે વસ્તુઓ સ્વર્ગોમા છે તે બધી સ્વર્ગના સૂર્યમાંથી સત્તા પામે છે, અને જે પૃથ્વી ઉપર છે તે દુનિયાના સૂર્યમાંથી; અને જે વસ્તુઓ સ્વર્ગના સૂર્યમાંથી વર્તમાન છે તેઓ માનસિક કહેવાય છે, પણ જેઓ દુનિયાના સૂર્યમાંથી છે તેઓ કુદરતી કહેવાય છે. (૧૭૨.)

૧૪૩. જે દેખાવો સ્વર્ગમાં છે તેઓ જે પૃથ્વી ઉપર છે તેમના પ્રમાણે વર્તમાન નથી, કારણ કે સ્વર્ગોમાં બધી વસ્તુઓ દેવોનાં આંતરોની સાથે તેમના સમરૂપ પ્રમાણે સ્વામીમાંથી વર્તે છે. દેવોને આંતર વસ્તુઓ અને બાહ્ય વસ્તુઓ હોય છે; આંતર સ્નેહ અને આસ્થાના સંબંધની, અને આ પ્રમાણે ઇચ્છા તથા બુદ્ધિના સંબંધની હોય છે,—કારણ કે ઇચ્છા તથા બુદ્ધિ તેમનાં પાત્ર છે,—અને જે બાહ્ય વસ્તુઓ તેમની પરિવર્તી છે, તે તેમનાં આંતરોની સમરૂપ છે, એમ ઉપર ક. ૭૦ થી ૯૬ માં જોઇ શકાશે. * * * (૧૭૩)

૧૪૪. જ્યારે જ્યારે મને દેવોના સહવાસમાં રહેવાની રજા મળી છે, ત્યારે ત્યારે સ્વર્ગની વસ્તુઓ દુનિયાની વસ્તુઓને એટલી બરાબર મળતી દેખાઇ છે, કે મેં એવું જ જાણેલું કે હું દુનિયામાં, અને દુનિયાના એક રાજાના મહેલમાં છું. દેવોની સાથે વાતચિત પણ જેમ એક માણસ બીજા માણસની સાથે તે પ્રમાણે મેં કરેલી છે. (૧૭૪.)

૧૪૫. જે વસ્તુઓ આંતરની સમરૂપ છે તે બધી તેમનું પ્રદર્શન પણ કરે છે, તેટલા માટે તેઓ પ્રદર્શકો કહેવાય છે; અને તેઓ દેવોનાં આંતરોની સ્થિતિઓ પ્રમાણે ફરે છે, તેટલા માટે તેઓ દેખાવો કહેવાય છે, જો કે જે વસ્તુઓ સ્વર્ગમાં દેવોની આંખો સામે દેખાય છે, અને જેને ને તેમનાં ઇંદ્રિયો ગ્રહણ કરે છે, તે જે રીતે દુનિયાની વસ્તુઓ મનુષ્યને દેખાય છે અને ગ્રહણ થાય છે તેજ રીતે દેખાય છે તથા ગ્રહણ થાય છે, અને ખરે વધારે સ્વચ્છતાથી અને સ્પષ્ટતાથી. આ મૂલમાંથી સ્વર્ગમાં જે દેખાવો વર્તમાન છે તે "સત્ આભાસો" કહેવાય છે, કારણ કે તેઓ ખરેખર વર્તમાન છે; છતાં એવા દેખાવો પણ છે કે જે સત્ નથી, કારણ કે જો કે તેઓ ખરેખર દેખાય છે, તો પણ આંતરોના સમરૂપ નથીઃ આ સંબંધી અમે આગળ ઉપર બોલીશું. (૧૭૫.)

૧૪૬. દેવોને સમરૂપો પ્રમાણે જે વસ્તુઓ દેખાય છે તેમનો સ્વભાવ અને ગુણ સ્પષ્ટ કરવાને હું માત્ર એક ઉદાહરણ આપીશ. જેઓ બુદ્ધિમાં હોય છે, તેમને વાડીઓ અને ફિરદોસો

દેખાય છે, જેમાં પરમ સુંદર ક્રમમાં રોપેલાં દરેક પ્રકારનાં ઝાડો અને ફૂલો ભરેલાં હોય છે, અને તે એવી રીતે ગૂંથાયેલાં કે તેમાંથી લીલી જાળીના પ્રવેશોવાળા કુંજો રચાય છે, અને તેમની આસપાસ ફરવાના માર્ગો હોય છે, અને તે એવા સૌંદર્યથી વ્યવસ્થિત દેખાય છે, કે કોઇ પણ ભાષાથી તેનું વર્ણન આપી શકાય નહીં. જેઓ બુદ્ધિમાં વિશિષ્ટ હોય છે તેઓ આ ફિરદૌસોમાં ફરે છે, અને ફૂલો એકઠાં કરે છે, અને માળાઓ ગૂંથે છે, અને તે વડે નાનાં બાલકોને વિભૂષિત કરે છે. વળી તેમાં ઝાડો અને ફૂલોની એવી જાતિઓ છે કે જે દુનિયામાં કદાપિ જોવાયેલી નથી, અને હોઇ શકે નહીં; અને જે પ્રકારના સ્નેહના હિતમાં તે બુદ્ધિમાન દેવો હોય તે પ્રમાણે તે ઝાડો ફળ આપે છે. આવી વસ્તુઓ તેમને દેખાય છે, કારણ કે વાડી અને ફિરદૌસ, તથા ફળઝાડો અને ફૂલો બુદ્ધિ અને જ્ઞાનનાં સમરૂપ છે. સ્વર્ગમાં આવી વસ્તુઓ છે, એ પૃથ્વી પર પણ જણાયેલું છે, પણ માત્ર તેમને, કે જેઓ હિતમાં છે, અને જેમણે પોતામાં માત્ર કુદરતી પ્રકાશ અને તેના દોષોથી સ્વર્ગના પ્રકાશને બૂઝાવેલો હોતો નથી; કારણ કે સ્વર્ગ સંબંધી બોલતાં તેઓ વિચારે છે અને કહે છે, કે ત્યાં એવી વસ્તુઓ છે, કે જે આંખે દીઠી નથી તેમ કાને સાંભળી નથી. (૧૭૬.)

—o—

# देवो जेथी आच्छादित देखाय छे ते वस्त्रो.

૧૪૭. દેવો મનુષ્યો છે, અને પૃથ્વી પરનાં મનુષ્યોની માફક મંડલમાં સાથે વસે છે, તેટલા માટે તેમને વસ્ત્રો, ઘરો, અને એજ પ્રકારની બીજી વસ્તુઓ હોય છે, પણ આટલા ભેદથી, કે તે બધી વધારે પૂર્ણ છે, કારણ કે દેવો મનુષ્યો કરતાં વધારે પૂર્ણ સ્થિતિમાં છે; કારણ કે જે પ્રમાણે દૈવી જ્ઞાન માનુષ જ્ઞાન કરતાં એટલું ચડિયાતું છે કે તે કહી શકાય નહીં, તે પ્રમાણે જે બધી વસ્તુઓ દેવો અનુભવે છે અને જુએ છે તે પાર્થિવ વસ્તુઓ કરતાં ચડિયાતી છે, કારણ કે તેઓ તેમના જ્ઞાનની સમરૂપ છે, ( જુઓ ઉપર, ક. ૧૪૩ ). (૧૭૭.)

૧૪૮. દેવો જેથી આચ્છાદિત દેખાય છે, તે વસ્ત્રો સ્વર્ગની બીજી બધી વસ્તુઓની માફક સમરૂપ છે; અને તેઓ સમરૂપ છે તેટલા માટે તેઓ ખરેખર વર્તમાન પણ છે, ( જુઓ ઉપર, ક. ૧૪૫: ) અને દેવોનાં વસ્ત્રો તેમની બુદ્ધિનાં સમરૂપ છે, તેટલા માટે સ્વર્ગમાં બધાનાં તેમની બુદ્ધિ પ્રમાણે વસ્ત્રો દેખાય છે; અને કેટલાએક બીજાના કરતાં બુદ્ધિમાં ચડિયાતા હોય છે, ( ક. ૩૪, ૧૦૭, ) તેટલા માટે તેઓ વધારે સુંદર વસ્ત્રોથી આચ્છાદિત દેખાય છે. જેઓ સર્વથી વધારે બુદ્ધિમાન હોય છે તેમનાં વસ્ત્રો જાણે કે જ્વાલાથી દીપે છે, અને કેટલાએકનાં જાણે કે પ્રકાશથી ભાસે છે; * * * પણ સર્વથી આંતર સ્વર્ગના દેવો વસ્ત્ર વગર રહે છે. (૧૭૮.)

૧૪૯. દેવોનાં વસ્ત્રો તેમની બુદ્ધિનાં સમરૂપ છે, તેટલા માટે તેઓ સત્યનાં પણ સમરૂપ છે, કારણ કે બધી બુદ્ધિ ઈશ્વરી સત્યમાંથી છે; એટલે કે દેવો તેમની બુદ્ધિ પ્રમાણે આચ્છાદિત દેખાય છે, એમ કહીએ, કે ઈશ્વરી સત્ય પ્રમાણે આચ્છાદિત દેખાય છે, એમ કહીએ, તે બન્ને એક છે. કેટલાએકનાં વસ્ત્રો જાણે કે જ્વાલાથી દીપે છે, અને બીજાનાં જાણે કે પ્રકાશથી ભાસે છે, કારણ કે જ્વાલા હિતનું અને પ્રકાશ હિતમાંથી પ્રભવતા સત્યનું સમરૂપ છે: * * * સર્વથી આંતર સ્વર્ગના દેવો વસ્ત્ર વગર રહે છે, કારણ કે તેઓ સરલતામાં છે, અને સરલતા નમ્રતાનું સમરૂપ છે. (૧૭૯)

૧૫૦. દેવો સ્વર્ગમાં વસ્ત્રોથી આચ્છાદિત છે, તેટલા માટે દુનિયામાં પણ તેઓ દેખાયા છે ત્યારે તેવાજ દેખાયા છે; જેમકે જ્યારે તેઓ પેગંબરોની આગળ અને સ્વામીની કબર આગળ દેખાયેલા, ત્યારે તેમનો "ચહેરો વીજળીના સરખો હતો," અને "તેમનું વસ્ત્ર દીપતું તથા ધોળું," (મેથ્યુ, ૨૮: ૩; માર્ક, ૧૬: ૫; લૂક, ૨૪: ૪; જોન, ૨૦: ૧૨, ૧૩); અને જેમને જોને સ્વર્ગમાં જોયા હતા તેમને "બારીક શણનાં અને ધોળાં" વસ્ત્રો હતાં, પ્રદર્શન, ૪: ૪; ૧૯: ૧૪. બુદ્ધિ ઈશ્વરી સત્યમાંથી છે, તેટલા માટે પરરૂપણ વખતે સ્વામીનાં વસ્ત્રો "દીપતાં અને પ્રકાશના જેવાં ધોળાં" હતાં, (મેથ્યુ, ૧૭: ૨; માર્ક, ૯: ૩; લૂક, ૯: ૨૯); અને પ્રકાશ

સ્વામીમાંથી પ્રસરતું ઈશ્વરી સત્ય છે, એ ઉપર જોઇ શકાશે, ક. ૧૦૮. આમ છે તેટલા માટે વસ્ત્રો શબ્દમાં સત્યોને બોધે છે, અને સત્યોમાંથી પ્રકટતી બુદ્ધિને; જેમકે જોનમાં: "જેમણે પોતાનાં વસ્ત્રોને મલિન કીધેલાં નથી, તેઓ મારી સાથે ધોળામાં ચાલશે, કારણ કે તેઓ લાયક છે. જે કોઇ જીતે છે, તેને ધોળાં વસ્ત્રોનું અચ્છાદન મળશે," ૩: ૪, ૫. "જે પોતાનાં વસ્ત્રોને તપાસે છે અને સાચવે છે તે સુખિત છે," ૧૬: ૧૫. અને જેરૂસેલમ, કે જે સત્યમાં રહેલા દેવાલયને બોધે છે, તે સંબંધી ઈઝાયામાં નીચે પ્રમાણે લખેલું છે: "ઓ ઝાયન, જાગ, શકિત ધારણ કર; ઓ જેરૂસેલમ, તારાં સુંદર વસ્ત્રો ધારણ કર;" ૫૨: ૧; * * * જેઓ સત્યમાં નથી હોતા, તેઓ લગ્નવસ્ત્રથી અનાચ્છાદિત કહેવાય છે; જેમ કે મૅથ્યુમાં "જ્યારે રાજા અંદર આવ્યો, ત્યારે તેણે લગ્નવસ્ત્ર વગરના એક માણસને ત્યાં દીઠો; અને તેણે તેને કહ્યું, મિત્ર, લગ્નવસ્ત્ર વગર તું અહીં કેમ આવ્યો ?" ૨૨: ૧૨, ૧૩. જ્યાં લગ્ન પ્રસિદ્ધ થતું હતું તે ઘર સ્વામીના સ્વર્ગ અને દેવાલયને બોધે છે, કારણ કે તે ઇશ્વરી સત્યથી તેમની સાથે સંયુક્ત છે; અને તેટલા માટે શબ્દમાં સ્વામી વર અને પતિ, તથા સ્વર્ગ અને દેવાલય વધૂ અને પત્ની કહેવાય છે. (૧૮૦.)

૧૫૧. દેવોનાં વસ્ત્રો માત્ર વસ્ત્રો જેવાં દેખાય છે એમ નથી, પણ તે ખરેખર વસ્ત્રો છે, કારણ કે તેઓ તેમને જુએ

છે એટલુંજ નહીં, પણ સ્પર્શે છે. * * * તેમનાં વ
હોય છે, એ મેં હજાર વાર જોયું છે; અને જ્યારે તેમ
થી મળ્યાં એવું મેં પૂછેલું, ત્યારે તેમણે કહેલું, કે "સ્વા  ના-
સેથી," અને કે "અમને એ બક્ષીસ મળે છે, તથા કેટલીક
વાર અમે જાણી ન શકીએ તેમ આચ્છાદિત થઈએ છીએ." તે-
મણે એમ પણ કહેલું, કે "અમારા વસ્ત્રો અમારી સ્થિતિના
ફેરફારો પ્રમાણે ફરે છે; અમારી પહેલી અને બીજી સ્થિતિઓ-
માં તેઓ સ્વચ્છ દીપતાં ધોળાં હોય છે, અને ત્રીજી તથા ચોથી
સ્થિતિઓમાં જરા ઝાંખાં." * * * (૧૮૧.)

૧૫૨ માનસિક દુનિયામાં દરેક પોતાની બુદ્ધિ પ્રમાણે, અને એથી કરીને જે સત્યોમાંથી બુદ્ધિ પ્રભવે છે તે પ્રમાણે આચ્છાદિત દેખાય છે, તેટલા માટે એ ફલિત થાય છે, કે જેઓ નરકમાં છે તેઓ સત્યોથી વિહીન હોવાને લીધે પોતપોતાના ઉન્માદ પ્રમાણે ફક્ત ફાટેલાં, ગંદાં, અને કંટાળો આપે તેવાં વસ્ત્રોમાં દેખાય છે; અને તેઓ બીજાં પહેરી શકતા નથી. સ્વામી તેમને આ રીતે આચ્છાદિત થવાની એટલા માટે પરવાનગી આપે છે, કે તેઓ નગ્ન ન દેખાય. (૧૮૨.)

—o—

## देवोनां वासगृहो अने मंदिरो.

૧૫૩. સ્વર્ગમાં મંડલો છે, અને દેવો મનુષ્યોની માફક જીવે છે, તેપરથી એ ફલિત થાય છે, કે તેમને વાસગૃહો છે,

અને તે તેમની સ્થિતિઓ પ્રમાણે વિવિધ હોય છે—જેઓ પ્રતિષ્ઠાની સ્થિતિમાં હોય છે તેમને માટે ભવ્ય, અને જેઓ ઉતરતી સ્થિતિમાં હોય છે તેમને માટે ઓછાં ભવ્ય. મેં સ્વર્ગનાં વાસગૃહો સંબંધી દેવોની સાથે પ્રસંગોપાત્ત વાતચિત કીધી છે, અને તેમને કહેલુંછે, કે "આજે ભાગ્યેજ એક પણ માણસ દેવોને વાસગૃહો અને મંદિરોછે, એ સમજવાની સ્થિતિમાં છે; કેટલાએક એ કારણથી કે તેઓ તેમને દેખતા નથી, બીજા એ કારણથી કે તેઓ પોતાની ઉપર જે આકાશને દેખે છે તેજ દેવોનું સ્વર્ગ છે એમ માને છે; અને તે ખાલી દેખાય છે, તથા તેઓ દેવોને આકાશીય રૂપો ધારે છે, તેટલા માટે તેઓ અનુમાને છે કે તેઓ આકાશમાં વસે છે. ઉપરાંત, દુનિયામાં જે વસ્તુઓ વર્તમાન છે તેવી માનસિક દુનિયામાં કેમ હોઈ શકે તે તેઓ સમજતા નથી, કારણ કે તેઓ માનસિક સંબંધી કશું જાણતા નથી. દેવોએ જવાબ આપેલો, કે "આજ દુનિયામાં આટલું અજ્ઞાન પ્રચલિત છે તે અમે જાણીએ છીએ, અને અમને આશ્ચર્ય થાય છે કે તે અજ્ઞાન મુખ્યત્વે કરીને દેવાલયમાં વર્તમાન છે, અને ત્યાં જે બુદ્ધિમાન છે તેમનામાં જેમને તેઓ અજ્ઞાન કહે છે તેમના કરતાં વધારે છે." તેમણે વધારે કહેલું, કે "જેઓ એટલા અજ્ઞાન છે તેઓ શબ્દ ઉપરથી જાણી શકે કે દેવો મનુષ્યો છે; કારણ કે જેઓ જોવામાં આવ્યા છે તેઓ મનુષ્યો તરીકે જોવામાં આવ્યા છે; અને કારણ કે સ્વામી, કે જેણે પોતાનું

બધું માનુષ પોતાની સાથે લીધેલું, તે મનુષ્ય તરીકે દેખાયો હતો; અને કે તેઓ મનુષ્યો છે એપરથી ફલિત થાય છે, કે તેમને વાસગૃહો અને મંદિરો છે, અને કે જો કે તેઓ ભુવો કહેવાય છે, તોપણ કેટલાએક અજ્ઞાનથી ધારે છે તે પ્રમાણે તેઓ હવામાં ફરનારાં આકાશીય રૂપો માત્ર નથી. આવા અજ્ઞાનને અમે ઉન્માદ કહીએ છીએ." * * * (૧૮૩.)

૧૫૪. પણ આ સ્થલે અનુભવનું પ્રમાણ આપવું બહેતર છે. જ્યારે જ્યારે મેં દેવોની સાથે રૂબરૂ વાતચિત કીધી છે, ત્યારે ત્યારે હું તેમનાં વાસગૃહોમાં તેમની સાથે રહેલો છું, કે જે દુનિયાપર જે ઘરો કહેવાય છે તેમને બરાબર મળતાં પણ વધારે સુંદર હતાં. * * * જ્યાં દેવો મંડલોમાં રહે છે ત્યાં તેમનાં ઘરો લગોલગ અથવા નજીક, અને શેરીઓ, રસ્તાઓ તથા ચોકો સહિત બરાબર દુનિયાનાં નગરોની માફક નગરના રૂપમાં ગોઠવાયેલાં હોય છે; અને મને તેમાં ચાલવાની, તથા દરેક બાજુએ જોવાની, અને પ્રસંગોપાત્ત ઘરોમાં પેસવાની રજા મળેલી છે. આ પ્રમાણે જ્યારે હું પૂર્ણ જાગર્તિની સ્થિતિમાં હતો, અને મારી આંતર દૃષ્ટિ ઉઘડેલી હતી, ત્યારે બનેલું છે. (૧૮૪.)

૧૫૫. મેં સ્વર્ગમાં વર્ણન ન આપી શકાય તેવા ભવ્ય પ્રાસાદો જોયેલા છે. * * * સ્વર્ગનું શિલ્પ એવું છે, કે તે એ કલા પોતે છે એવું કોઇ કહી શકે; તેમ એમાં આશ્ચર્ય પામવા સરખું નથી, કારણ કે તે કલા પોતે સ્વર્ગમાંથી છે. દેવોએ કહેલું, કે

" આવી વસ્તુઓ અને તેમના કરતાં વધારે પૂર્ણ અસંખ્ય બીજીઓ સ્વામી અમારી આંખો આગળ દેખાડે છે, અને તોપણ તેથી અમારી આંખોના કરતાં અમારાં મન વધારે સંતુષ્ટ થાય છે, કારણ કે દરેક વસ્તુમાં અમે સમરૂપોને જોઇએ છીએ, અને સમરૂપો વડે ઇશ્વરી વસ્તુઓને " (૧૮૫.)

૧૫૬. સમરૂપો સંબંધી મને એમ પણ ખબર આપવામાં આવી છે, કે માત્ર પ્રાસાદો અને ઘરો નહીં, પણ તેમની અંદરના અને બહારના સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિશેષો દેવોમાં જે આંતર વસ્તુઓ સ્વામીમાંથી છે તેમના સમરૂપ છે; કે આખું ઘર તેમના હિતનું અને તેની અંદરની વિવિધ વસ્તુઓ જે વિશેષોનું તે બનેલું છે તેમની સમરૂપ છે; અને કે ઘરની બહારની બધી વસ્તુઓ જે સત્યો તેમના હિતમાંથી પ્રભવે છે તેમની અને તેમના અનુભવોની સમરૂપ છે; કે આખું સ્વામીમાંથી દેવો જે હિતો અને સત્યો ધારણ કરે છે તેમનું સમરૂપ છે, તેટલા માટે તેઓ તેમના સ્નેહની અને એ વડે તેમનાં જ્ઞાન અને બુદ્ધિની સમરૂપ છે; કારણકે સ્નેહ હિતનો છે; જ્ઞાન પણ હિતનું અને સાથે સત્યનું છે; તથા બુદ્ધિ હિતમાંથી પ્રભવતા સત્યની છે. દેવો એ વસ્તુઓ તરફ નજર કરે છે ત્યારે આ વસ્તુઓને અનુભવે છે, અને આટલા માટે તેમની આંખોના કરતાં તેમનાં મનને તેઓ વધારે સંતોષ આપે છે. (૧૮૬.) * * *

૧૫૭. જે દેવો સ્વામીના સ્નેહી રાજ્યમાં છે તેઓ ઉ-

ત્કૃષ્ટ સ્થલોમાં વસે છે, કે જે જમીનમાંથી નીકળતા પર્વતો જેવાં દેખાય છે. સ્વામીના જ્ઞાની રાજ્યના દેવો ઓછાં ઉત્કૃષ્ટ સ્થલોમાં વસે છે, જે ટેકરીઓ જેવાં દેખાય છે; પણ જે દેવો સ્વર્ગના સર્વથી નીચલા ભાગોમાં છે, તેઓ એવાં સ્થલોમાં વસે છે કે જે પત્થરના ખડકો જેવાં દેખાય છે. આ પણ સમરૂપમાંથી થાય છે, કારણકે આંતર વસ્તુઓ ઊંચી વસ્તુઓની સમરૂપ છે, અને બાહ્ય વસ્તુઓ ઉતરતી વસ્તુઓની; અને આમ છે તેટલા માટે શબ્દમાં પર્વતો સ્નેહી સ્નેહને, ટેકરીઓ જ્ઞાની સ્નેહને, અને ખડકો આસ્થાને બોધે છે. (૧૮૮.)

૧૫૮. એવા પણ દેવો છે કે જેઓ મંડલોમાં નહીં પણ છૂટાં ઘરોમાં વસે છે. આ સ્વર્ગના મધ્યમાં વસે છે, અને સારામાં સારા દેવો છે. (૧૮૯.)

૧૫૯. જે ઘરોમાં દેવો વસે છે, તે દુનિયાનાં ઘરોની માફક હાથથી બનાવેલાં હોતાં નથી, પણ હિત અને સત્યના તેમના ગ્રહણ પ્રમાણે સ્વામીએ તેમને બક્ષીસ આપેલાં હોય છે; તેઓ ઉપર ક. ૧૨૯ થી ૧૩૩માં કહેલા દેવોનાં આંતરોની સ્થિતિના ફેરફારો પ્રમાણે કંઇક ફરે પણ છે. દેવોની પાસે જે વસ્તુઓ હોય છે તે બધી તેઓ સ્વામી તરફથી બક્ષીસ તરીકે રાખે છે, અને જે કંઈ વસ્તુની તેમને જરૂર હોય તે દરેક તેમને પરી પાડવામાં આવે છે. (૧૯૦.)

---

## स्वर्गमां अवकाश.

૧૬૦. જો કે સ્વર્ગમાં બધી વસ્તુઓ દુનિયાની માફક સ્થલ અને અવકાશમાં દેખાય છે, તોપણ દેવોને સ્થલ અને અવકાશની કશી કલ્પના નથી. આ અવશ્ય વિચિત્ર લાગવું જોઇએ, અને વિષય ઘણો મહત્ત્વનો છે, તેટલા માટે હું તે સ્પષ્ટ સમજાવવાને યત્ન કરીશ. ( ૧૬૧. )

૧૬૧. માનસિક દુનિયામાં સ્થલના ફેરફારો આંતરોની સ્થિતિના ફેરફારોથી થાય છે, એટલે કે તેઓ સ્થિતિના ફેરફારો સિવાય કંઇ નથી. આવા ફેરફારોથી મને પણ સ્વામીએ સ્વર્ગોમાં અને વિશ્વની વિવિધ પૃથ્વીઓમાં ગતિ કરાવી છે; પણ ત્યાં હું જીવપરત્વેજ વર્તમાન હતો, જ્યારે મારૂં શરીર તો ( પૃથ્વી પર ) એકજ સ્થલે રહેલું હતું. બધા દેવો આ પ્રમાણે ગતિ કરે છે, અને તેટલા માટે તેમને અંતરો નથી; અને તેમને અંતરો નથી તેટલા માટે અવકાશો નથી, પણ અવકાશોને બદલે તેમને સ્થિતિઓ અને તેમના ફેરફારો હોય છે. ( ૧૬૨. )

૧૬૨. સ્થલનો ફેરફાર માત્ર સ્થિતિનો ફેરફાર હોવાથી એ સ્પષ્ટ છે, કે સાન્નિધ્યો આંતરોની સ્થિતિનાં સામ્યો, અને અંતરો વૈષમ્યો છે; અને આમ હોવાને લીધે જેઓ સમાન સ્થિતિમાં હોય તેઓ એકબીજાની પાસે, અને અસમાન સ્થિતિમાં હોય તેઓ એકબીજાથી દૂર રહે છે; અને કે સ્વર્ગમાં અવકાશો

માત્ર આંતરની સમરૂપ બાહ્ય સ્થિતિઓ છે. આ એક કારણને લીધે સ્વર્ગો એકબીજાથી ભિન્ન છે, અને દરેક સ્વર્ગનું દરેક મંડલ, અને દરેક મંડલમાં દરેક વ્યક્તિ વિશિષ્ટ છે; અને તેટલાજ માટે નરકો પણ સ્વર્ગોથી બિલકુલ છૂટાં છે. ( ૧૯૩. )

૧૬૩. એજ કારણને લીધે માનસિક દુનિયામાં જો કોઇ પણ બીજાની સમક્ષતાની પ્રબલ ઇચ્છા કરે, તો તે સમક્ષ દેખાય છે, કારણ કે ઇચ્છામાંથી તે તેને વિચારમાં જુએ છે, અને પોતાને તેની સ્થિતિમાં મૂકે છે; અને એથી ઉલટું, અમુક બીજાથી વિમુખતા ઇચ્છે, તે પ્રમાંણમાં તે તેનાથી દૂર થાય છે, કારણ કે બધી વિમુખતા સ્નેહોના વિરોધ અને વિચારોના વૈષમ્યમાંથી છે; અને તેટલા માટે માનસિક દુનિયામાં ઘણા, કે જે મળતા હોય ત્યાં સુધી એક સ્થલમાં દેખાય છે, તે વિરુદ્ધ થવા લાગે કે તરત અદૃશ્ય થાય છે. ( ૧૯૪. )

૧૬૪. ઉપરાંતઃ જ્યારે કોઇ પણ એક સ્થલમાંથી બીજા સ્થલમાં જાય છે, પછી તે પોતાના નગરમાં, અથવા ચોકોમાં, અથવા વાડીઓમાં, કે પોતાના નગરની બહાર બીજાઓને મળવાને જતો હોય ત્યારે તે ઉતાવળમાં હોય તેમ વહેલો પહોંચેછે, અને બેદરકાર હોય તેમ મોડો; રસ્તો જોકે તેનો તે છે, તોપણ તેની પહોંચવાની ઇચ્છાના પ્રમાણમાં તે લાંબો અથવા ટૂંકો થાય છે. મેં આ ઘણી વાર જોયું છે, અને એવું હોવા માટે આશ્ચર્ય અનુભવ્યું છે. આ ઉપરથી પણ ફરી સ્પષ્ટ છે, કે દેવોને અંતરો અને તેટલા

માટે અવકાશો કેવલ તેમનાં આંતરોની સ્થિતિઓ પ્રમાણે હોય છે; અને કે આમ હોવાને લીધે જોકે અવકાશો ત્યાં દુનિયાની માફક જ સત્ છે, તોપણ અવકાશની કલ્પના તેમના વિચારોમાં ઉતરી શકતી નથી. (૧૯૫.)

૧૬૫. આ મનુષ્યના વિચારો, કે જેમને અવકાશ સાથે કશું સામાન્ય નથી, તેમના વડે સ્પષ્ટ કરી શકાય; કારણ કે મનુષ્ય જે કંઇ પ્રબલથી વિચારે છે, તે જાણે કે તેને સમક્ષ થાય છે. દરેક વિચારી મનુષ્ય એમ પણ જાણે છે, કે તેની દૃષ્ટિ પૃથ્વીપરની મધ્યસ્થ વસ્તુઓ વગર અવકાશોનો કશો હિસાબ કરતી નથી, કે જે મધ્યસ્થ વસ્તુઓને તે તેજ વખતે જુએ છે, અથવા જેમનાં અંતરનું તેણે પહેલાંથી જ્ઞાન મેળવેલું હોય છે; કારણ કે અવકાશ સંતત છે, અને સંતતિ--જે વસ્તુઓ સંતત ન હોય તેમનાથી માપવામાં આવે તે વગર--અંતરને છુપાવે છે. * * * (૧૯૬.)

૧૬૬. આમ છે તેટલા માટે શબ્દમાં સ્થલો અને અવકાશોથી અને અવકાશના સંબંધની બધી વસ્તુઓથી સ્થિતિના સંબંધની વસ્તુઓ બોધાય છે; જેવી કે અંતરો, સાન્નિધ્ય, દૂરતા, માર્ગો, પ્રવાસો, નિવાસો, માઇલો, ફરલોંગો, મેદાનો, ખેતરો, વાડીઓ, નગરો, અને શેરીઓથી; ગતિઓથી; ભિન્ન ભિન્ન પ્રકારનાં માપોથી; લંબાઇ, પહોળાઇ, ઊંચાઇ, અને ઊંડાઇથી, અને અસંખ્ય બીજી વસ્તુઓથી; કારણ કે મનુષ્યના વિચારોમાં જે વસ્તુઓ દુનિયામાંથી છે તેમાંની ઘણીખરી અવકાશ અને કાલ-

માંથી કંઈક ગ્રહણ કરે છે. * * * દુનિયામાં લંબાઇ અને પહોળાઇ જે વસ્તુઓ.અવકાશમાં લાંબી અને પહોળી હોય તેની વાચ્ય થાય છે, અને ઉંચાઇ પણ; સ્વર્ગમાં,—જ્યાં અવકાશ વિચારનો વિષય નથી ત્યાં–લંબાઇથી હિતની સ્થિતિ સમજાય છે, પહોળાઇથી સત્યની સ્થિતિ, અને ઊંચાઈથી કોટિઓ પ્રમાણે તેમનો ભેદ. કોટિઓ સંબંધી જુઓ ક. ૩૦. આવી સ્થિતિઓ તે ત્રણ માત્રાઓથી બોધિત થાય છે, કારણ કે સ્વર્ગમાં લંબાઈ પૂર્વ પશ્ચિમ છે, અને ત્યાં જેઓ સ્નેહના હિતમાં છે તેઓ વસે છે; અને પહોળાઈ દક્ષિણોત્તર છે, અને ત્યાં જેઓ હિતમાંથી પ્રભવતા સત્યમાં છે તેઓ વસે છે (જુઓ ઉપર, ક. ૧૨૪); અને ઊંચાઇ સ્વર્ગમાં કોટિઓ પ્રમાણે હિત તથા સત્ય બંનેને બોધે છે. આમ છે તેટલા માટે શબ્દમાં આવી વસ્તુઓ લંબાઇ, પહોળાઇ, અને ઊંચાઇથી બોધાય છે, જેમકે ક. ૪૦ થી ૪૮ સુધી *ઇઝેકિયલમાં*, જ્યાં નવું દેવાલય અને નવી પૃથ્વી, ચોગાનો, વાસગૃહો, દ્વારો, દરવાજાઓ, બારીઓ, અને પરાંઓ સહિત લંબાઈ પહોળાઈ અને ઊંચાઇની માત્રાઓ વડે વર્ણવામાં આવ્યાં છે. આ બધી વસ્તુઓ એક નવા દેવાલયને બોધે છે, અને તેની અંદર જે હિતો અને સત્યો છે તેમને; કારણ કે જો તેમ ન હોય તો એ બધાં પરિમાણોનો શો ઉપયોગ? પ્રદર્શનમાં પણ નવા જેરૂસલમનું એવીજ રીતે નીચેના શબ્દોમાં વર્ણન કરેલું છે. "નગર ચોખંડું રહેલું છે, અને તેની લંબાઇ પહોળાઇના જેટલી મોટી છે; * * * અને લંબાઇ, પ-

હોળાઈ, તથા ઊંચાઇ સરખી છે," ૨૧: ૧૬. નવા જેરૂસલમથી એક નવું દેવાલય બોધિત થાયછે, અને તેટલા માટે તેની માત્રાઓ દેવાલયનાં અંગોને બોધે છે. લંબાઇથી તેના સ્નેહનું હિત બોધિત થાય છે; પહોળાઈથી તે હિતમાંથી પ્રભવતું તેનું સત્ય; ઊંચાઇથી કોટિઓ પ્રમાણે હિત અને સત્ય; * * * શબ્દમાં પહોળાઇ સત્યને બોધે છે, એ ડેવિડ ઉપરથી સ્પષ્ટ છે: " તેં મને દુશ્મનના હાથમાં પૂરી રાખ્યો નથી, તેં મારા પગ પહોળાઇમાં ઉભા રાખ્યા છે, " સામ, ૩૧: ૮. વળી "મેં એક સાંકડા સ્થલમાં સ્વામીનું આવાહન કીધું, તેણે મને પહોળાઇમાં જવાબ આપ્યો, " સામ, ૧૧૮: ૫; ઇત્યાદિ. ( ૧૯૭. )

૧૯૭. આ ઉપરથી જોઇ શકાશે, કે જોકે સ્વર્ગમાં દુનિયાના પ્રમાણે જ અવકાશો છે તોપણ ત્યાં કશું અવકાશોથી મપાતું નથી, પણ સ્થિતિઓથી; અને તેટલા માટે દુનિયાની માફક ત્યાં અવકાશ માપી શકાય તેમ નથી, પણ તે માત્ર સ્થિતિમાંથી, અને દેવોનાં આંતરોની સ્થિતિ પ્રમાણે જોઇ શકાય છે. ( ૧૯૮. )

૧૯૮. આનું પહેલું અને સર્વથી તાત્વિક કારણ એ છે કે સ્વામી દરેકની પાસે તેનાં સ્નેહ અને આસ્થાના પ્રમાણમાં વર્તમાન છે, અને કે બધી વસ્તુઓ તેની સમક્ષતા પ્રમાણે પાસે અથવા દૂર દેખાય છે; કારણ કે તેમાંથી સ્વર્ગની બધી વસ્તુઓ નિયત થાયછે. દેવોને જ્ઞાન પણ તેની સમક્ષતામાંથી છે, કારણ કે તેથી તેમને વિચારોનો વિસ્તાર છે, અને એ વડે સ્વર્ગમાં

જે છે તે બધી વસ્તુઓનો સંબંધ છે; ટુંકામાં સ્વામીની સમક્ષતા વડે તેમનામાં મનુષ્યોની માફક કુદરતી રીતે નહીં પણ માનસિક રીતે વિચાર કરવાની શક્તિ છે. ( ૧૯૯. )

---

## जे स्वर्गना सहवास अने व्यवहारने नियत करे छे, ते स्वर्गनुं रूप.

૧૬૯. સ્વર્ગના રૂપનો સ્વભાવ પાછલાં પ્રકરણોમાં જે કહેવામાં આવ્યું છે તે પરથી કંઇક અંશે દેખાશે; જેમ કે સ્વર્ગ પોતાનાં મોટામાં મોટાં અને નાનામાં નાનાં રૂપોમાં પોતાની સમાન છે; ક. ૬૦; કે તેટલા માટે દરેક મંડલ નાના રૂપમાં, અને દરેક દેવ નાનામાં નાના રૂપમાં સ્વર્ગ છે, ક. ૪૨ થી ૪૯; કે જેમ આખું સ્વર્ગ એક મનુષ્યને મળતું આવે છે, તેમ દરેક મંડલ નાના રૂપમાં એક મનુષ્યને મળતું આવે છે, અને દરેક દેવ નાનામાં નાના રૂપમાં, ક. ૫૦ થી ૬૩; કે સર્વથી ડાહ્યા મધ્યમાં, અને તેમની આસપાસ છેક પ્રાંતો સુધી ઓછા ડાહ્યા વસે છે, અને આ પ્રમાણે દરેક મંડલમાં છે, ક. ૩૪; કે જેઓ સ્નેહના હિતમાં છે તેઓ સ્વર્ગમાં પૂર્વ પશ્ચિમ વસે છે, અને જેઓ હિતમાંથી પ્રભવતાં સત્યોમાં છે તેઓ ઉત્તર દક્ષિણ; અને કે એજ વ્યવસ્થા દરેક મંડલમાં છે, ક. ૧૨૪, ૧૨૫. એ

દેખાઇ શકે, કે જે જ્ઞાનતંતુઓ પોતાના સંબંધોથી દરેક ભાગનું રૂપ બનાવે છે; કારણ કે આ તંતુઓનો સ્વભાવ અને જે રીતે તેઓ ચાલે છે અને વહે છે તે રીત આંખથી સમજી શકાય તેમ નથી; કારણ કે અસંખ્ય તંતુઓ ત્યાં પરસ્પર એવી રીતે વિંટલાયેલા છે, કે * * * તેઓ નરમ, સંતત સમૂહ જેવા દેખાય છે; અને તોપણ ઇચ્છા અને બુદ્ધિની બધી અને દરેક વસ્તુ આ અસંખ્ય વિશ્લિષ્ટ તંતુઓ દ્વારા પરમ સ્પષ્ટતાથી કાર્યોમાં વહે છે. * * * જે કોઈ આ વસ્તુઓને અને તેમનામાં જે ઘણા ચમત્કારો રહેલા છે તેમને. જ્ઞાનની દૃષ્ટિથી તપાસે છે, તે વિસ્મયથી ભરાઇ જવો જોઇએ; અને તોપણ આંખ ફક્ત થોડી અને ઉતરતા ચમત્કારિક ક્રમની વસ્તુઓ જ જોઇ શકે છે, કારણ કે બીજી કુદરતનાં આંતરોમાં હોવાથી તે જોઇ શકતી નથી. * * * આ બધું કહેલું છે તે એમ બતાવવાને, કે સ્વર્ગનું રૂપ પૂરેપૂરું કદાપિ સમજી શકાય તેવું નથી, સામાન્યતઃ પણ પૂરેપૂરું નહીં, અને તેટલા માટે, કે ઉપર કહ્યું હતું તે પ્રમાણે તે દેવોને પણ અગમ્ય છે. ( ૨૧૨. )

---

## स्वर्गमां शासनो.

૧૭૩. સ્વર્ગમાં મંડલો છે અને મોટાં મંડલોમાં લાખો દેવોનો સમાવેશ થાય છે, ( ક. ૪૧; ) અને એક મંડલના બધા

અવયવો સરખા હિતમાં છે, પણ સરખા જ્ઞાનમાં નથી, (ક. ૩૮;) તેટલા માટે એ અવશ્ય ફલિત થાય છે, કે સ્વર્ગમાં શાસનો છે; કારણ કે ક્રમનું પાલન થવું જોઇએ, અને ક્રમની બધી વસ્તુઓ અક્ષત રખાવી જોઇએ. સ્વર્ગોમાં શાસનો ભિન્ન ભિન્ન છે; જે મંડલોમાં **સ્વામીના** સ્નેહી રાજ્યનો સમાવેશ થાય છે તેમનામાં એક પ્રકારનાં, અને જે મંડલોમાં **સ્વામીના** જ્ઞાની રાજ્યનો સમાવેશ થાય છે તેમનામાં બીજા પ્રકારનાં; જે સેવાઓ વડે દરેક મંડલ વિશિષ્ટ થાય છે તેમના પ્રમાણે પણ તેઓ ભિન્ન ભિન્ન છે, પણ પરસ્પર સ્નેહનું શાસન એજ સ્વર્ગમાં વર્તતું શાસન છે, અને પરસ્પર સ્નેહનું શાસન સ્વર્ગીય શાસન છે. (૨૧૩.)

૧૭૪. **સ્વામી**ના સ્નેહી રાજ્યનું શાસન નીતિ કહેવાય છે, કારણ કે એ રાજ્યના બધા નિવાસીઓ **સ્વામી**માંથી **સ્વામી** તરફના સ્નેહના હિતમાં છે; અને જે સ્નેહના હિતમાંથી કરાય છે તે નીતિ કહેવાય છે. સ્નેહી રાજ્યમાં શાસન **સ્વામી**નું જ છે, કારણ કે જીવનના પ્રસંગોમાં તે તેમને દોરે છે અને શીખવે છે; અને સત્યો, કે જે ન્યાયનાં સત્યો કહેવાય છે તે તેમનાં હૃદયપર લખેલાં છે. દરેક તેમને જાણે છે, અનુભવે છે, અને દેખે છે; અને તેટલા માટે ન્યાયની વસ્તુઓ કદાપિ નહીં પણ જીવન સંબંધી નીતિની વસ્તુઓ જ વિવાદમાં આવે છે. આ સંબંધી ઓછા જ્ઞાનીઓ વધતા જ્ઞાનીઓને પૂછે છે, અને

તેઓ સ્વામીને પૂછે છે, અને ઉત્તરો મેળવે છે; કારણ કે તેમનું સ્વર્ગ અથવા આંતર સુખ સ્વામીમાંથી નીતિમાં જીવવાનું છે. (૨૧૪.)

૧૭૫. સ્વામીના જ્ઞાની રાજ્યનું શાસન ન્યાય કહેવાય છે, કારણ કે તે રાજ્યના નિવાસીઓ જ્ઞાની હિતમાં છે, જે પડોશી તરફ દયાનું હિત છે; અને એ હિત તત્ત્વતઃ સત્ય છે; કારણ કે સત્ય ન્યાયનું છે, અને હિત નીતિનું. જ્ઞાની દેવો પણ સ્વામીથી દોરાય છે, પણ મધ્યમ રીતે, અને તેટલા માટે તેઓ જે મંડલમાં હોય તેની જરૂર પ્રમાણે તેમને એક અથવા વધારે શાસકો હોય છે. તેમને કાયદાઓ પણ હોય છે, જે પ્રમાણે તેઓ એકબીજામાં જીવે છે; અને તેમના શાસકો બધી વસ્તુઓ કાયદા પ્રમાણે ચલાવે છે, જે તેઓ જ્ઞાની હોવાને લીધે સમજે છે; અને શંકાસ્પદ વાતોમાં તેઓ સ્વામીથી પ્રકાશિત થાય છે. (૨૧૫.)

૧૭૬. સ્વામીના સ્નેહી રાજ્યમાં જે પ્રવર્તે છે તેવું હિતનું શાસન નીતિ કહેવાય છે; અને સ્વામીના જ્ઞાની રાજ્યમાં જે પ્રવર્તે છે તેવું સત્યનું શાસન ન્યાય કહેવાય છે; તેટલાં માટે શબ્દમાં જ્યારે સ્વર્ગ અને દેવાલયનું નિરૂપણ હોય, ત્યારે નીતિ અને ન્યાયનાં નામ આવે છે. નીતિથી સ્નેહી હિત બોધિત થાય છે, અને ન્યાયથી જ્ઞાની હિત, કે જે ઉપર કહ્યું તે પ્રમાણે તત્ત્વતઃ સત્ય છે; જેમ કે નીચેનાં

ધાકચોમાં: " * * * ઓ પરમાત્મન્, સ્વર્ગોમાં તારી નીતિ મોટા પહાડોના જેવી છે, અને તારા ન્યાયો એક મહાસાગર છે, " સામ, ૩૬: ૫, ૬; અને અન્યત્ર. (૨૧૬.)

૧૭૭. સ્વામીના જ્ઞાની રાજ્યમાં ભિન્નભિન્ન મંડલોમાં શાસનનાં રૂપ ભિન્નભિન્ન છે, અને તેમનો ભેદ તે તે મંડલો જે સેવામાં વ્યાપૃત હોય તે પ્રમાણે છે; અને તેમની સેવાએ મનુષ્યની અંદરની જે બધી વસ્તુઓનાં તેઓ સમરૂપ છે તેમની સેવાઓના જેવી છે. એ ભિન્નભિન્ન છે એમ સારી રીતે જણાયેલું છે; કારણ કે હૃદયને એક કાર્ય છે, ફેફસાંને બીજું, યકૃતને ત્રીજું, * * * પ્લીહાને ચોથું, અને ઇન્દ્રિયના દરેક અવયવને જૂદું જૂદું; અને જે પ્રમાણે શરીરમાં આ બધા અવયવોનાં કાર્યો જૂદાં છે, તે પ્રમાણે વિરાટ્ મનુષ્ય કે જે સ્વર્ગ છે તેની અંદર તેનાં મંડલોનાં કાર્યો પણ જૂદાં જૂદાં છે; કારણ કે આ બધા અવયવોનાં સમરૂપ મંડલો છે; અને સ્વર્ગની બધી વસ્તુઓ મનુષ્યની બધી વસ્તુઓની સમરૂપ છે, એમ ઉપર ક. ૭૦ થી ૮૨ માં બતાવેલું છે. સ્વર્ગીય શાસનનાં બધાં રૂપો આટલામાં સરખાં છે, કે તેઓ સામાન્ય હિતને પોતાનો ઉદ્દેશ ગણે છે, અને એ હિતમાં દરેક વ્યક્તિના હિતને. આ પ્રમાણે છે કારણ કે સમગ્ર સ્વર્ગમાં બધા સ્વામીના નયન નીચે છે, જે બધાને ચાહે છે, અને ઈશ્વરી સ્નેહમાંથી એવું યોજે છે, કે સામાન્ય હિતમાંથી દરેક વ્યક્તિને હિત મળે, અને દરેકને તે

તેના સામાન્ય હિતના સ્નેહ પ્રમાણે મળે; કારણ કે જેટલે અંશે કોઇ સમાજને ચાહે છે, તેટલે અંશે તે તેની અંદરની બધી વ્યક્તિઓને ચાહે છે; અને એ સ્નેહ **સ્વામીનો** પોતાનો સ્નેહ છે, તેટલા માટે તેટલે અંશે તે **સ્વામીથી** ચહાય છે, અને હિતનો ગ્રાહક છે. (૨૧૭.)

૧૭૮. આ ઉપરથી એમ દેખાઇ શકે કે સ્વર્ગમાં શાસકો ઇતરના કરતાં વધતા સ્નેહ અને જ્ઞાન વડે વિશિષ્ટ છે; કે તેઓ સ્નેહમાંથી બધાને માટે હિત ચાહે છે, અને જ્ઞાનમાંથી એ હિત કેમ કરવું તે જાણે છે. જેઓ આવા લક્ષણના છે તેઓ હુકમદારી કરતા નથી, પણ સેવા કરે છે; કારણ કે હિતના સ્નેહમાંથી ઇતરનું હિત કરવું એ સેવા છે; * * * આવા પુરુષો પોતાને બીજાના કરતાં મોટા નહીં પણ નાના કરે છે; કારણ કે તેઓ સમાજના અને પડોશીના હિતને પહેલે સ્થાને મૂકે છે, અને પોતાના હિતને છેલ્લે સ્થાને; અને જે પહેલે સ્થાને છે તે અધિક છે, અને જે છેલ્લે સ્થાને છે તે ન્યુનઃ તો પણ તેઓ માન અને યશ અનુભવે છે, કારણ કે તેઓ સમાજની અંદર ઇતરના કરતાં ઉંચા પ્રદેશમાં વસે છે, અને ભવ્ય આસાંદોમાં રહે છે; પણ તેઓ માન અને યશ કબૂલ રાખે છે તે પોતાની ખાતર નહીં, પણ અધીનતાની ખાતર; કારણ કે સ્વર્ગમાં બધા જાણે છે કે તેઓ **સ્વામીમાંથી** માન અને યશ ભોગવે છે, અને કે તેટલા માટે તેમને અધીન રહેવું જોઇ-

એ. સ્વામીના પોતાનાં શિષ્યોના પ્રતિ શબ્દોથી આવી વસ્તુઓ બોધિત થાય છે: "તમારામાં જે કોઈ મુખ્ય થવાને ચાહે, તેને તમારો સેવક થવા દો; જેમ મનુષ્યનો પુત્ર સુદ્ધાં સેવા પામવાને નહીં પણ સેવા કરવાને આવ્યો," મેથ્યુ, ૨૦: ૨૭, ૨૮: "તમારામાં જે બધાથી મોટો હોય તેને નાના જેવો થવા દો; અને જે મુખ્ય હોય, તેને જે સેવા કરે છે તેના જેવો," લૂક, ૨૨:૨૬. (૨૧૮.)

૧૭૯. આવું જ શાસન દરેક ઘરમાં પણ પ્રવર્તમાન છે; કારણ કે દરેક ઘરમાં એક ધણી હોય છે, અને સેવકો હોય છે, અને ધણી સેવકોને ચાહે છે, તથા સેવકો ધણીને ચાહે છે, એટલે કે તેઓ સ્નેહમાંથી પરસ્પર સેવા કરે છે. ધણી સેવકોને કેમ જીવવું તે શીખવે છે, અને કેમ કરવું તે બતાવે છે, અને સેવકો અધીન થાય છે, અને પોતાની ફરજો બજાવે છે. ઉપયોગ વધારવો એ બધાના જીવનનો ઉલ્લાસ છે; અને આ પરથી એ સ્પષ્ટ છે, કે સ્વામીનું રાજ્ય ઉપયોગોનું રાજ્ય છે. (૨૧૯.)

૧૮૦. નરકમાં પણ શાસનો છે, કારણ કે શાસનો વગર નારકીઓ કશા અંકુશ નીચે રાખી શકાય નહીં; પણ નરકનાં શાસનો સ્વર્ગનાં શાસનોથી ઉલટાં છે. નારકી શાસન સ્વસ્નેહમાંથી પ્રભવે છે, કારણ કે નરકમાં દરેક બીજાઓ ઉપર રાજ્ય કરવાને અને મોટામાં મોટો થવાને ઇચ્છે છે. જેઓ તેમને અનુમોદે નહીં તેમને તેઓ ધિક્કારે છે, અને વૈર તથા ક્રૂરતાથી

તેમની પાછળ પડે છે; અને આ પ્રમાણે સ્વસ્નેહના સ્વભાવમાંથીજ પરિણમે છેઃ તેટલા માટે સર્વથી દુષ્ટ તેમના પર શાસકો તરીકે મૂકાયેલા છે, જેમને બધા બીકથી તાબે રહે છે. * * * (૨૨૦.)

—o—

## स्वर्गमां ईश्वरी पूजा.

૧૮૧. સ્વર્ગોમાં જે ઈશ્વરી પૂજા છે તે પૃથ્વી ઉપર છે તેનાથી બાહ્યોમાં ભિન્ન નથી, પણ આંતરોમાં તે ભિન્ન છે. સ્વર્ગોમાં પણ પૃથ્વીની માફક સિદ્ધાંતો, ઉપદેશો, અને દેવમંદિરો છે. સિદ્ધાંતો તત્ત્વતઃ સરખા છે, પણ ઉપલાં સ્વર્ગોમાં નીચલાં સ્વર્ગોના કરતાં વધારે આંતર જ્ઞાનના છે. ઉપદેશ સિદ્ધાંતો પ્રમાણે છે; અને જેમ તેમને વાસગૃહો અને પ્રાસાદો ( ક. ૧૫૩ થી ૧૫૯ ) છે, તેમ તેમને દેવમંદિરો પણ છે, જેમાં ઉપદેશ અપાય છે. આવી વસ્તુઓ સ્વર્ગમાં છે, કારણ કે દેવો જ્ઞાન અને સ્નેહમાં નિરંતર પૂર્ણ થયા કરે છે; કારણ કે તેમને મનુષ્યોની માફક બુદ્ધિ અને ઇચ્છા છે, અને નિરંતર પૂર્ણતા તરફ સંક્રાંત થવાને તેઓ પાત્ર છે. બુદ્ધિ સમજણનાં સત્યોથી અને ઇચ્છા સ્નેહનાં હિતોથી પૂર્ણ થાય છે. ( ૨૨૧. )

૧૮૨. પણ સ્વર્ગોની અંદર દેવાલયોમાં જવામાં અને ઉપદેશો સાંભળવામાં ખરી ઇશ્વરી પૂજાનો સમાવેશ થતો નથી, પણ

સિદ્ધાંતો પ્રમાણે સ્નેહ, દયા, અને આસ્થાના જીવનમાં થાય છે; અને દેવાલયોના ઉપદેશો જીવનના વર્તનની અંદર શિક્ષણનાં સાધનો માત્ર છે. * * * (૨૨૨.)

૧૮૩. તેમનાં દેવમંદિરોમાંના સમાજોનો સ્વભાવ હું સમજી શકું, તેટલા માટે મને તેમાં કોઈ કોઈ વાર પ્રવેશ કરવાની અને ઉપદેશ સાંભળવાની પરવાનગી મળેલી છે. ઉપદેશક પૂર્વ તરફ એક ઉચ્ચાસનમાં ઉભો રહે છે: જેઓ બીજાના કરતાં જ્ઞાનના પ્રકાશમાં ચડિયાતા હોય તેઓ તેના વદનની સામે બેસે છે, અને જેઓ ઓછા પ્રકાશમાં હોય તેઓ તેમની જમણી અને ડાબી બાજુએ. તેઓ વર્તુલના રૂપમાં બેસે છે, એટલે કે બધા ઉપદેશકની દૃષ્ટિમાં આવે છે, અને તે ન દેખી શકે તેવી રીતે તેની ડાબાજમણી કોઇ બેસતો નથી. નવીનો મંદિરની પૂર્વે અને ઉચ્ચાસનની ડાબી બાજુએ દ્વાર પાસે ઉભા રહે છે; પણ કોઇને ઉચ્ચાસનની પાછળ ઉભા રહેવાની રજા નથી, કારણ કે ઉપદેશક તેથી વ્યગ્ર થઇ જાય છે; * * * ઉપદેશોમાં એવું જ્ઞાન ભરેલું હોય છે, કે દુનિયાનું એ પ્રકારનું કશું તેમની સાથે સરખાવી શકાય નહીં, કારણ કે સ્વર્ગની અંદર ઉપદેશકો આંતર પ્રકાશમાં હોય છે. જ્ઞાની રાજ્યની અંદર દેવાલયો પત્થરનાં હોય તેવાં દેખાય છે, અને સ્નેહી રાજ્યની અંદર લાકડાનાં હોય તેવાં; કારણ કે પત્થર સત્યનું સમરૂપ છે, * * * અને લાકડું હિતનું; * * * સ્નેહી રાજ્યની અંદર પવિત્ર મકાનો

મંદિરો કહેવાતાં નથી, પણ પરમેશ્વરનાં ઘરો કહેવાય છે, અને તેઓ ભવ્ય હોતાં નથી; પણ જ્ઞાની રાજ્યની અંદર તેઓ થોડાં ઘણાં ભવ્ય હોય છે. ( ૨૨૩. )

* * *

૧૮૪. બધા ઉપદેશકો સ્વામીના જ્ઞાની રાજ્યના છે, અને કોઇ પણ સ્નેહી રાજ્યના નથી, કારણ કે જ્ઞાની રાજ્યના નિવાસીઓ હિતમાંથી પ્રભવતાં સત્યોમાં છે, અને બધો ઉપદેશ સત્યોમાંથી છે. કોઇ પણ ઉપદેશકો સ્નેહી રાજ્યના નથી, કારણ કે તે રાજ્યના નિવાસીઓ સ્નેહના હિતમાં છે, અને એ હિતમાંથી તેઓ સત્યો જુએ છે અને અનુભવે છે, પણ તેમના વિષે તેઓ બોલતા નથી. જો કે સ્નેહી રાજ્યના દેવો સત્યો અનુભવે છે અને જુએ છે, તોપણ તેમનામાં ઉપદેશ છે; કારણ કે તે વડે તેઓ જે સત્યો જાણતા હોય તેમાં પ્રકાશિત થાય છે, અને પહેલાં ન જાણતા હોય તેવાં ઘણાં સત્યોથી અધિક પૂર્ણ થાય છે. જેવા તેઓ તેમને સાંભળે છે, તેવા તેઓ કબૂલ કરે છે, અને તેમનો ગુણ અનુભવે છે; પણ જે સત્યો તેઓ અનુભવે છે, તેમને તેઓ ચાહે પણ છે, અને તેમના પ્રમાણે જીવીને તેઓ તેમને જીવનમાં એક કરે છે, કારણ કે તેઓ કહે છે, કે " સત્યો પ્રમાણે જીવવું એ સ્વામીને ચાહવું છે." ( ૨૨૫. )

૧૮૫. બધા ઉપદેશકો સ્વામીથી નિયુક્ત થાય છે, અને

ઉપદેશની બક્ષીસ ઈશ્વરી નિયોગમાંથી મેળવે છે; અને બીજા કોઇને સ્વર્ગનાં મંદિરોમાં શીખવવાની પરવાનગી નથી. * * * (૨૨૬.)

૧૮૬. દૈવી ઉપદેશમાં જે સિદ્ધાંતો બંધાય છે, તે બધાનો ઉદ્દેશ જીવન છે, જીવન વગરની આસ્થા કોઇનો ઉદ્દેશ નથી. આંતર સ્વર્ગનો સિદ્ધાંત વચલા સ્વર્ગના સિદ્ધાંત કરતાં વધારે જ્ઞાનપૂર્ણ છે, અને વચલા સ્વર્ગનો સિદ્ધાંત છેલ્લા સ્વર્ગના સિદ્ધાંત કરતાં; કારણ કે દરેક સ્વર્ગમાં સિદ્ધાંત તે સ્વર્ગના દેવોને ઘટે તેવો હોય છે. બધા સ્વર્ગીય સિદ્ધાંતનું તત્વ એ છે, કે **સ્વામીના ઈશ્વરી માનુષને** કબૂલ કરવું. (૨૨૭.)

---

## स्वर्गना देवोनी शक्ति.

૧૮૭. જેઓ માનસિક દુનિયા સંબંધી અને કુદરતી દુનિયામાં તેના પ્રવાહ સંબંધી કશું જાણતા નથી, તેઓથી દેવોને શક્તિ છે એ કલ્પી શકાય તેમ નથી; કારણ કે તેઓ વિચારે છે, કે દેવોને શક્તિ હોઇ શકે નહીં, કારણ કે તેઓ એવા શુદ્ધ અને અવાસ્તવ સ્વભાવની માનસિક સત્તાઓ છે, કે તેઓ આંખથી પણ જોઇ શકાય નહીં; પણ જેઓ વસ્તુઓનાં કારણોમાં વધારે આંતર પ્રકારે નજર કરે છે, તેઓ જૂદી રીતે વિચારે છે; કારણ કે તેઓ જાણે છે, કે મનુષ્યની બધી શક્તિ તેની

બુદ્ધિ અને ઇચ્છામાંથી પ્રભવે છે, એટલા માટે, કે તેમના વગર તે શરીરનો એક પરમાણુ પણ ચલાવી શકતો નથી. મનુષ્યની બુદ્ધિ અને ઇચ્છા એ તેનો માનસિક મનુષ્ય છે, અને આ શરીર અને તેના અવયવો ઉપર તેને ગમે તે ક્રિયા કરે છે; કારણ કે જે મનુષ્ય વિચારે છે, તે મોહોડું અને જીભ બોલે છે, અને જે તે ઇચ્છે છે તે શરીર નિશ્ચય પ્રમાણેની શક્તિ વડે બજાવે છે. મનુષ્યની ઇચ્છા અને બુદ્ધિ દેવો અને જીવો દ્વારા સ્વામીથી શાસિત થાય છે, અને તેટલા માટે તે શરીરની બધી વસ્તુઓને શાસે છે, કારણ કે તેઓ ઇચ્છા અને બુદ્ધિમાંથી પ્રભવે છે; આથી કરીને, જો કે એ ન માનવા જેવું લાગે, તોપણ સ્વર્ગના પ્રવાહ વગર મનુષ્ય એક ડગલું પણ ચાલી શકે તેમ નથી. હકીકત આવી છે, એમ મને ઘણા અનુભવથી સિદ્ધ થયેલું છે, કારણ કે દેવોને મારી ઇચ્છા અને બુદ્ધિમાં પેસીને મારાં ડગલાં, કામ, જીભ, અને વાણી તેમને ગમે તેમ ચલાવવાની પરવાનગી મળેલી છે, અને એથી મારી પ્રતીતિનું સમર્થન થયેલું છે, કે મારી મેળે હું કશું કરી શકતો નથી. તેમણે પાછળથી કહેલું, કે " દરેક માણસ એજ પ્રકારે શાસિત થાય છે, અને એ તે દેવાલયના સિદ્ધાંતમાંથી અને શબ્દમાંથી જાણી શકે; કારણ કે તે પોતાને દોરવાને, પોતાનાં ડગલાં ચલાવવાને, પોતાને શીખવવાને, અને શું વિચારવું તથા શું બોલવું એ પ્રેરવાને, સ્વામીને તેના દેવો મોકલવા માટે પ્રાર્થના કરે છે; " * * * પણ જ્યારે

માણુસ સિદ્ધાંતથી છૂટો વિચાર કરે છે, ત્યારે તે જૂઠું બોલે છે અને માને છે. * * * (૨૨૮.)

૧૮૮. માનસિક દુનિયામાં દેવોની શક્તિ એવી મોટી છે, કે જો હું મારાં જોયેલાં બધાં ઉદાહરણો આપું, તો તે માનવા કરતાં ચડી જાય. ત્યાં જો કોઇ વસ્તુ પ્રતિરોધ કરે, અને ઈશ્વરી ક્રમથી વિરૂદ્ધ હોવાને લીધે દૂર થવાને પાત્ર હોય, તો તેઓ તેને માત્ર ઇચ્છાના યત્નથી અને એક નજરથી નીચે ફેંકી દે છે, અને ઊંધી વાળે છે. * * * મેં એમ પણ જોયેલું છે, કે કેટલાએક લાખ પાપી જીવો વિખરાયેલા અને નરકમાં પડેલા; કારણ કે દેવોની સામે સંખ્યાનું કશું ગજું નથી, કે કલાઓનું, કે લુચ્ચાઈનું, * * * ; તેઓ બધામાં જોઈ શકે છે, અને એક ક્ષણમાં તેમને વિખેરી નાખે છે; * * * દેવો માનસિક દુનિયામાં જે શક્તિ વાપરી શકે છે તે આવી છે, અને કુદરતી દુનિયામાં પણ તેમને વાપરવાની રજા મળે ત્યારે તેવી જ શક્તિ છે, એ શબ્દ ઉપરથી સ્પષ્ટ છે, જેમાં આપણે વાંચીએ છીએ, કે તેમણે આખી સેનાઓનો નાશ કરેલો, અને કે તેમણે એક મરકી ચલાવેલી, જેથી સિત્તેર હજાર માણુસો મરી ગયેલાં. જે દેવે મરકી ચલાવેલી તેને માટે આમ લખાયેલું છે. " તે દેવે જેરૂસેલમનો નાશ કરવાને તેના ઉપર પોતાનો હાથ લંબાવ્યો, પણ સ્વામીને તે પાપનો પશ્ચાત્તાપ થયો, અને જે દેવે લોકોનો સંહાર કીધો તેને તેણે કહ્યું,

એટલું બસ છે, હવે તારો હાથ થોભાવ. અને જે દેવે લોકોને મારેલા તેને ડેવિડે દીઠો," ૨ સેમ્યુએલ, ૨૪: ૧૫, ૧૬, ૧૭. બીજાં વાક્યો પણ ઉતારી શકાય. દેવોમાં આવી શક્તિ છે, તેટલા માટે તેઓ "શક્તિઓ" કહેવાય છે; અને ડેવિડમાં કહેલું છે, કે "ઓ સામર્થ્યમાં ચડિયાતા દેવો, સ્વામીની કીર્ત્તિ કરો, "સામ, ૧૦૩:૨૦. (૨૨૯.)

૧૮૯. તોપણ એટલું સ્પષ્ટ સમજાવું જોઇએ, કે દેવોને સ્વતઃ કશી શક્તિ નથી, પણ કે તેમની પાસે જે શકિત છે તે બધી સ્વામીમાંથી છે; અને કે જેટલે અંશે તેઓ તેના ઉપરનો પોતાનો આધાર કબૂલ કરે છે તેટલે અંશે જ તેઓ "શક્તિઓ" છે. જો કોઈ પણ દેવ પોતાને સ્વતઃ શક્તિ છે એમ ધારે છે, તો તત્ક્ષણ તે એટલો નિર્બલ થઇ જાય છે, કે એક પણ પાપી આત્માને તે ખાળી શકતો નથી; તેટલા માટે દેવો પોતાને કશો ગુણ આરોપતા નથી, અને પોતે જે કંઇ કરે છે તેને માટે બધી પ્રશંસા અને કીર્ત્તિનો તિરસ્કાર કરીને તેઓ બધું સ્વામીને આરોપે છે. (૨૩૦)

૧૯૦. સ્વામીમાંથી પ્રસરતા ઈશ્વરી સત્યને સ્વર્ગોમાં બધી શક્તિ છે, કારણ કે સ્વર્ગમાં સ્વામી ઈશ્વરી હિત સાથે સંયુક્ત ઈશ્વરી સત્ય છે, (ક. ૧૦૫ થી ૧૧૭), અને દેવો જેટલે અંશે તે ગ્રહણ કરે તેટલે અંશે "શક્તિઓ" છે. વળી દરેક પોતે પોતાનું સત્ય અને પોતાનું હિત છે, કારણ કે બુદ્ધિ

અને ઇચ્છાનો ગુણ એ મનુષ્યનો ગુણ છે; અને બુદ્ધિ સત્યની છે, કારણ કે તેનું બધું સત્યોમાંથી છે, અને ઇચ્છા હિતની છે, કારણ કે તેનું બધું હિતોમાંથી છે; કારણ કે જે કંઇ માણસ સમજે તેને તે સત્ય કહે છે, અને જે કંઇ તે ઇચ્છે છે તેને હિત કહે છે; અને આમ છે તેટલા માટે દરેક પોતે પોતાનું સત્ય અને પોતાનું હિત છે. તેટલા માટે જેટલે અંશે કોઇ પણ દેવ ઐશ્વર્યમાંથી સત્ય અને ઐશ્વર્યમાંથી હિત છે, તેટલે અંશે તે એક "શક્તિ" છે, કારણ કે તેટલે અંશે જ **સ્વામી** તેની સાથે છે; અને કોઈ પણ બરાબર બીજાના જેવાજ હિત અને સત્યમાં નથી,–કારણ કે દુનિયાની માફક સ્વર્ગમાં અનંત વૈવિધ્ય છે, જુઓ ક. ૧૮,–તેટલા માટે એક દેવને બરાબર બીજાના જેવીજ શક્તિ નથી. જેઓ ભવ્ય મનુષ્ય અથવા સ્વર્ગના બાહુમાં છે, તેમને વધારેમાં વધારે શક્તિ હોય છે, કારણ કે જેઓ તે પ્રદેશમાં છે તેઓ ઇતરના કરતાં વધારે સત્યોમાં છે, અને તેમનાં સત્યોમાં સમગ્ર સ્વર્ગમાંથી હિતનો પ્રવાહ વહે છે. આખા મનુષ્યની શક્તિ બાહુને અપાય છે, અને તેમના વડે આખું શરીર તેનું બળ વાપરે છે; અને આમ છે તેટલા માટે "બાહુ" અને "હાથ" શબ્દમાં "શક્તિ" ને બોધે છે. * * *
(૨૩૧.)

૧૯૧. **સ્વામી**માંથી જે ઈશ્વરી સત્ય પ્રસરે છે તેને બધી શક્તિ છે, અને દેવોને તેઓ જેટલે અંશે **સ્વામી** તરફથી

તે ગ્રહણ કરે તેટલે અંશે છે, એ ઉપર જોઇ શકાશે, ક. ૧૧૫; પણ દેવો જેટલે અંશે ઈશ્વરી હિતને તેટલે અંશે જ ઈશ્વરી સત્યને ગ્રહણ કરે છે, કારણ કે સત્યોને તેમની બધી શક્તિ હિતમાંથી છે, અને હિત વગર કશી નહીં; બીજી તરફ, હિતને બધી શક્તિ સત્યો વડે છે, અને સત્યો વગર કશી નહીં; કારણ કે શક્તિ બંનેના સંયોગમાંથી પરિણમે છે. * * * (૨૩૨.)

૧૯૨. હિતમાંથી પ્રભવતાં સત્યોને બધી શક્તિ છે, તેટલા માટે પાપમાંથી પ્રભવતાં અસત્યોને કશી શક્તિ નથી; પણ નરકમાં બધા પાપમાંથી પ્રભવતાં અસત્યોમાં છે, અને તેટલા માટે સત્ય અને હિત સામે તેમને કશી શક્તિ નથી. તેમનામાં માંહોમાંહે જે શકિત છે તેનો સ્વભાવ, અને નરકમાં પડ્યા પહેલાં પાપી જીવોને જે શકિત હોય છે, તે આગળનાં પાનાંઓમાં બતાવવામાં આવશે. (૨૩૩.)

---

## देवोनी भाषा.

૧૯૩. દેવો દુનિયાના માણસોની માફક એક બીજાની સાથે બોલે છે, અને તેમની માફક જૂદા જૂદા વિષયો ઉપર વાતચિત કરે છે;* * *અને માત્ર તેઓ વધારે સમજણથી કારણ કે વધારે આંતર વિચારથી વાત કરે છે, તે સિવાય કશો ભેદ નથી. મને ઘણી વાર તેમની સાથે રહેવાની

પરવાનગી મળેલી છે, અને એક મિત્ર તરીકે અને કોઈ વાર અજાણ્યા આદમી તરીકે તેમની સાથે વાતચિત કરવાની, અને ત્યારે મારી સ્થિતિ તેમના જેવી જ હોવાને લીધે મને એવું લાગતું, કે જાણે હું પૃથ્વી ઉપર મનુષ્યોની સાથે જ બોલતો હોઉં. ( ૨૩૪. )

૧૯૪. દૈવી ભાષા માનુષ ભાષાની માફક સ્પષ્ટ શબ્દોની બનેલી છે, અને તેના જેવીજ વાચ્ય છે; કારણકે મનુષ્યોની માફક દેવોને મોહોડું, જીભ, અને કાન છે. તેમને વાતાવરણ પણ છે, જેમાં તેમની ભાષાનો શબ્દ સ્પષ્ટ થાય છે, પણ તે એક માનસિક વાતાવરણ છે, અને દેવોને માનસિક મનુષ્યો તરીકે ઘટિત છે. દેવો પોતાના વાતાવરણમાં શ્વાસ પણ લે છે, અને પોતાના શબ્દો પોતાના શ્વાસ વડે ઉચ્ચારે છે, જેમ માણસ પોતાના વાતાવરણમાં કરે છે તેમ. ( ૨૩૫. )

૧૯૫. સમગ્ર સ્વર્ગ એક ભાષાનું છે, અને બધા—પછી તે પાસેના કે દૂરના મંડળોના હોય તોપણ—એક બીજાને સમજે છે. આ ભાષા ત્યાં શીખવાતી નથી, પણ દરેકની અંદર રોપાયેલી છે, કારણ કે તે તેના સ્નેહ અને વિચારમાંથી જ વહે છે. તેમની ભાષાનો સ્વર તેમના સ્નેહનો સમરૂપ છે, અને તેમના સ્વરનાં સ્ફોટનો, કે જે શબ્દો છે, તે તેમના સ્નેહમાંથી પ્રભવતા વિચારોનાં સમરૂપ છે; અને તેમની ભાષા તેમના વિચારો અને સ્નેહોની સમરૂપ છે તેટલા માટે તે માનસિક છે, કારણકે

તે સંભળાતો સ્નેહ અને બોલતો વિચાર છે. * * * તેટલા માટે દેવો કોઈનું પણ લક્ષણ પણ ફક્ત તેની ભાષા ઉપરથી જાણે છે; કારણકે તેના સ્વરમાંથી તેઓ તેના સ્નેહના ગુણને ઓળખે છે, અને તેના સ્વરોનાં સ્ફોટનો અર્થાત્ તેના શબ્દો ઉપરથી તેના મનના ગુણને. વધારે જ્ઞાની દેવો થોડાંએક વાક્યો ઉપરથી સર્વોપરિ સ્નેહના ગુણને જાણે છે, કારણ કે તેઓ મુખ્યત્વે કરીને તે સ્નેહપર ધ્યાન આપે છે. એ સર્વત્ર જણાયેલું છે કે દરેકને સ્નેહો ભિન્નભિન્ન હોય છે, કારણકે આનંદની સ્થિતિમાં એક સ્નેહ પ્રવર્તે છે, અફસોસની સ્થિતિમાં બીજો, નરમાશ અને દયાની સ્થિતિમાં ત્રીજો; * * * ઇત્યાદિ; પણ સર્વોપરિ સ્નેહ તે બધામાં હોય છે; અને માટે વધારે જ્ઞાની દેવો, કે જેઓ મુખ્યત્વે કરીને તે સ્નેહપર ધ્યાન આપે છે, તેઓ ભાષા ઉપરથી બોલનારનું બધું લક્ષણ શોધી કાઢે છે. આ મને ઘણા અનુભવથી સિદ્ધ થયું છે.* * *( ૨૩૬. )

૧૯૬. * * * દૈવી ભાષાને માનુષ ભાષાઓ સાથે કશું સામાન્ય નથી એ સ્પષ્ટ છે, કારણ કે દેવો માનુષ ભાષાનો એક શબ્દ પણ બોલી શકતા નથી. તેમણે યત્ન કીધો છે, પણ તેઓ શક્તિમાન થયેલા નથી, કારણ કે પોતાના સ્નેહની સાથે પૂર્ણ અંશે સંમત ન હોય તેવું કશું તેઓ ઉચ્ચારી શકતા નથી; અને જે કંઇ તેમના સ્નેહની સાથે સંમત નથી તે તેમના જીવનને પ્રતિકૂલ છે, કારણકે જીવન સ્નેહનું છે, અને દૈવી ભાષા

તેમાંથી પ્રભવે છે. મને કહેવામાં આવ્યું છે કે મનુષ્યજાતિની પ્રાથમિક ભાષા દૈવી ભાષાને મળતી હતી, કારણકે તેમને તે સ્વર્ગમાંથી મળેલી, અને કે હીબ્રૂ ભાષા કેટલાએક વિશેષોમાં તેને મળતી આવે છે. ( ૨૩૭. )

૧૯૭. દેવોની ભાષા તેમના સ્નેહની સમરૂપ છે, અને સ્વર્ગનો સ્નેહ એ સ્વામી તરફ અને પડોશી તરફનો સ્નેહ છે, તેટલા માટે તેમની વાતચિત કેવી સુંદર અને સુખદ હોવી જોઈએ તે સ્પષ્ટ છે, કારણકે તે માત્ર કાનને નહીં પણ મનનાં આંતરો સુધાંને અસર કરે છે. એક દેવે એક વાર કોઇ કઠોર હૃદયના જીવની સાથે વાતચિત કરેલી, અને તે જીવને તેની વાતચિતથી એવી અસર થયેલી, કે તેણે રડી દીધેલું, અને કહેલું. કે " હું રડવું ખાળી શકયો નહીં, કારણકે તે સ્નેહ બોલતો હતો.. અને હું પહેલાં કદાપિ રડેલો નથી. " ( ૨૩૮. )

૧૯૮. દેવોની ભાષા જ્ઞાનથી ભરેલી છે, કારણ કે તે તેમના આંતર વિચારમાંથી પ્રભવે છે; અને જે પ્રમાણે તેમનો આતર અનુરાગ સ્નેહ છે તે પ્રમાણે તેમનો આંતર વિચાર જ્ઞાન છે. આ પ્રમાણે સ્નેહ અને જ્ઞાન તેમના સંભાષણમાં સંયુક્ત થાય છે, અને તેટલા માટે તે જ્ઞાનથી એટલું પરિપૂર્ણ હોય છે, કે માણસ જે હજાર શબ્દોથી બોલી શકે નહીં તે તેઓ એક શબ્દથી બોલી શકે છે. તેમના વિચારમાં એવી પણ વસ્તુઓનો સમાવેશ થાય છે, કે જે મનુષ્ય કલ્પી પણ શકે નહીં, ત્યારે બોલી

તો કયાંથી જ શકે; અને આમ છે તેટલા માટે સ્વર્ગમાં સંભળાયેલી અને દેખાયેલી વસ્તુઓ અવાચ્ય કહેવાય છે, અને એવી કે જે "કાને કદાપિ સાંભળી નથી અને આંખે દીઠી નથી."

* * * (૨૩૯.)

* * * *

## સ્વર્ગમાં લખાણો.

૧૯૯. દેવોને ભાષા છે, અને તેમની ભાષા શબ્દોની બનેલી છે, તે પરથી એ ફલિત થાય છે કે તેમને લખાણો પણ છે; અને કે તેઓ પોતાના મનોભાવો જેમ બોલવાથી તેમજ લખવાથી પ્રકટ કરે છે. * * * (૨૫૮.)

૨૦૦. સ્વર્ગમાં લખાણો હોવાં જોઇએ, એવી સ્વામીએ શબ્દની ખાતર વ્યવસ્થા કીધી છે; કારણકે શબ્દ તત્ત્વતઃ ઈશ્વરી સત્ય છે, જેમાંથી મનુષ્યો અને દેવો બન્ને બધું સ્વર્ગીય જ્ઞાન પ્રાપ્ત કરે છે; અને તે સ્વામીનો બોલેલો છે; પણ જે સ્વામીનું બોલેલું છે, તે બધાં સ્વર્ગોમાં તેમના ક્રમ પ્રમાણે વહે છે, અને મનુષ્યમાં વિરામ પામે છે; અને આ પ્રમાણે શબ્દ દેવોના જ્ઞાનને અને મનુષ્યની બુદ્ધિને--બન્નેને--અનુકૂલ છે; અને તેટલા માટે દેવોને શબ્દ છે, અને જે પ્રમાણે મનુષ્યો દુનિયાપર વાંચે છે તે પ્રમાણે તેઓ પણ તે વાંચે છે. તેઓ તે-

માંથી ઉપદેશ પણ કરે છે, અને સિદ્ધાંતો મેળવે છે. સ્વર્ગમાં અને પૃથ્વી ઉપર શબ્દ એકજ છે, પણ તેનો કુદરતી અર્થ, જે આપણને તેનો અક્ષરાર્થ છે, તે સ્વર્ગમાં નથી. ત્યાં તેનો માનસિક અર્થ છે, જે તેનો આંતરાર્થ છે. * * * (૨૫૯.)

* * *

૨૦૧. એ જણાવવું ઘટે છે, કે સ્વર્ગોમાં લખાણો દેવોના વિચારોમાંથી સ્વાભાવિક રીતે વહે છે, અને એટલી સહેલાઈથી લખાય છે, કે જાણે વિચાર રૂપમાં નીકળતો હોય; તેમ હાથ પણ શબ્દની પસંદગી માટે થોભતો નથી, કારણકે લખાયેલા કે બોલાયેલા શબ્દો પોતે જ દૈવી વિચારનાં સમરૂપ હોય છે; અને બધું સમરૂપ સ્વાભાવિક * * * છે. * * * (૨૬૨.)

૨૦૨. * * * બધી સંખ્યાઓને શબ્દોની માફક સમરૂપ અને સમરૂપ પ્રમાણે અર્થ હોય છે, પણ આટલો ભેદ છે, કે સંખ્યાઓમાં સામાન્ય અને શબ્દોમાં વિશેષ વિચારો રહેલા હોય છે; અને એક સામાન્ય વિચારમાં અસંખ્ય વિશેષો હોય છે, તેટલા માટે એ ફલિત થાય છે, કે અક્ષરનાં લખાણો કરતાં સંખ્યાનાં લખાણોમાં વધારે રહસ્યો ભરેલાં રહે છે. આ અનુભવથી મેં જોયેલું, કે શબ્દની અંદર જેમ શબ્દો તેમ સંખ્યાઓ પણ વસ્તુઓને બોધે છે. * * * (૨૬૩.)

૨૦૩. જેમને સ્વર્ગના સ્વભાવની ખબર નથી, અને જેઓ

સ્વર્ગ સંબંધી એક વાતપ્રદેશના કરતાં બીજી કલ્પના ધારવાને ઇચ્છતા નથી, * * * તેઓ તેમને ભાવા અને લખાણ છે એવું ધારવાને અશક્ત છે, કારણકે તેઓ સત્ વસ્તુની સત્તાને સ્થૂલ કુદરતમાં મૂકે છે; અને તોપણ એ ખરું છે, કે સ્વર્ગમાં જે વસ્તુઓ વર્તમાન છે તે દુનિયામાં જે છે તેના જેવી જ વાસ્તવિક છે, અને કે જે કંઈ જીવન માટે અને જ્ઞાન માટે ઉપયોગી થઇ શકે તે બધું દેવોની પાસે છે. ( ૨૬૪. )

---

## स्वर्गना देवोनुं ज्ञान.

૨૦૪. દૈવી જ્ઞાનનો સ્વભાવ ભાગ્યે જ સમજી શકાય, કારણકે તે માનુષ જ્ઞાનથી એટલું ચડિયાતું છે, કે કંશી સરખામણી થઇ શકે તેમ નથી, અને જે એટલું ચડિયાતું છે તે અવર્તમાન દેખાય છે. અત્યાર સુધી અજ્ઞાત રહેલાં સત્યોની મદદ વગર આવા જ્ઞાનને વર્ણવું અશકય છે; પણ અજ્ઞાત વસ્તુઓ બુદ્ધિમાં છાયા જેવી છે, જે વિચારના વિષયના ખરા ગુણને છુપાવે છે; તોપણ, મનને જો જ્ઞાનમાં રસ પડતો હોય તો આ અજ્ઞાત સત્યો જાણી અને સમજી શકાય, કારણકે રસ સાથે પ્રકાશને લાવે છે, કારણકે રસ સ્નેહમાંથી પ્રસવે છે; અને જેઓ ઈશ્વરી અને સ્વર્ગીય જ્ઞાનની વસ્તુઓને ચાહે છે, તેમના પર સ્વર્ગમાંથી પ્રકાશ પડે છે, અને તેમનાં પ્રત્યક્ષોને પ્રકાશિત કરે છે. ( ૨૬૫. )

૨૦૫. દેવોના જ્ઞાનનો સ્વભાવ આ હકીકત પરથી અનુમાની શકાય, કે તેઓ સ્વર્ગના પ્રકાશમાં છે; કારણકે સ્વર્ગનો પ્રકાશ તત્વતઃ ઈશ્વરી સત્ય છે; * * * અને આ પ્રકાશ એકી વખતે તેમની આંતર દૃષ્ટિ કે જે તેમના મનની દૃષ્ટિ છે તેને, અને તેમની બાહ્ય દૃષ્ટિ કે જે તેમની આંખોની દૃષ્ટિ છે તેને પ્રકાશિત કરે છે.—સ્વર્ગનો પ્રકાશ ઈશ્વરી સત્ય અથવા ઈશ્વરી જ્ઞાન છે એ ઉપર ક. ૧૦૫ થી ૧૧૧ માં બતાવવામાં આવેલું છે.—* * * ઉપરાંત, મનુષ્યોની માફક દેવોના વિચારો અવકાશ અને કાલથી મર્યાદિત અને સંકુચિત થતા નથી; કારણકે અવકાશો અને કાલો કુદરતના છે, અને કુદરતની વસ્તુઓ મનને માનસિક વસ્તુઓથી વિમુખ કરે છે, તથા બુદ્ધિની દૃષ્ટિનો વિસ્તાર લઈ લે છે. * * * તેઓ નીચે પાર્થિવ અને સ્થૂલ વસ્તુઓ તરફ ખેંચાતા નથી, તેમ જીવનનાં આવશ્યકોની ચિંતાથી નિરૂદ્ધ થતા નથી; * * * કારણકે તેમને જે વસ્તુઓની જરૂર હોય છે તે બધી સ્વામી તરફથી તેમને મફત મળે છે. તેમને વસ્ત્રો, અને ખોરાક, અને વાસગૃહો મફત મળે છે, ( ક. ૧૫૧, ૧૫૯; ) અને ઉપરાંત સ્વામીમાંથી તેઓ જ્ઞાન ગ્રહણ કરે તે પ્રમાણે સુખો પણ તેમને મફત આપવામાં આવે છે.* * *( ૨૬૬. )

૨૦૬. દેવોનું જ્ઞાન કેટલું મોટું છે, તે એથી પણ સ્પષ્ટ છે, કે સ્વર્ગોમાં બધી વસ્તુઓનું સંપ્રદાન છે, એટલે કે દરેકનાં

બુદ્ધિ અને જ્ઞાનનું દરેક કોઇ ઇતરને સંપ્રદાન થાયછે, કારણકે સ્વર્ગ બધાં હિતોનું સાધારણ્ય છે, કારણ કે સ્વર્ગીય સ્નેહ ઇચ્છે છે, કે જે પોતાનું છે તે બીજાનું થાય; તેટલા માટે સ્વર્ગમાં કોઇ પણ પોતાની અંદર જે હિત હોય તેને, તે બીજાઓની અંદર પણ હોય તે વગર, હિત ગણતો નથી. આ સ્વર્ગના સુખનું કારણ છે, અને આ ગુણ દેવો **સ્વામી**માંથી મેળવે છે, કારણકે એ ઈશ્વરી સ્નેહનો ગુણ છે. સ્વર્ગમાં આવા પ્રકારનું સાધારણ્ય છે, એ મને અનુભવથી જાણવાનું મળેલું છે, કારણકે કેટલાએક અજ્ઞાન જીવોને એક વાર સ્વર્ગમાં લેવામાં આવ્યા હતા, અને જ્યારે ત્યાં હતા ત્યારે તેઓ પણ દૈવી જ્ઞાનમાં આવેલા, અને પહેલાં જે વસ્તુઓ ન સમજી શકતા તે સમજી શકેલા; અને એવી વસ્તુઓ બોલેલા, કે જે તેમની આગલી સ્થિતિમાં બોલવાને તેઓ અશકત હતા. ( ૨૬૮. )

* * *

૨૦૭. * * * ત્રીજા અથવા આંતર સ્વર્ગના દેવોનું જ્ઞાન જેઓ છેલ્લા સ્વર્ગમાં છે તેમને અગમ્ય છે; કારણકે ત્રીજા સ્વર્ગના દેવોનાં આંતરો ત્રીજી કોટિ સુધી ઉઘાડાં છે, પણ પહેલા સ્વર્ગના દેવોનાં આંતરો માત્ર પહેલી કોટિમાં, અને બધું જ્ઞાન આંતરો તરફ વધતું જાયછે, અને જે કોટિમાં તેઓ ઉઘાડાં હોયછે, તે પ્રમાણે પૂર્ણતા પામેછે. ત્રીજા અથવા આંતર સ્વર્ગના દેવોનાં આંતરો ત્રીજી કોટિ સુધી ઉઘાડાં હોય છે, તેટલા

માટે ઈશ્વરી સત્યો જાણે કે તેમના ઉપર લખાયેલાં છે; * * * ત્રીજા સ્વર્ગના દેવો આવા લક્ષણના છે, તેટલા માટે * * * આસ્થા રાખવી એટલે શું તે સમજતા નથી; કારણકે તેઓ કહે છે, કે "આસ્થા એટલે શું ? હું અનુભવું છું અને જોઉં છું કે એ આમ છે." * * * જે માણસ પોતાની અંદર સત્યને દેખે છે, તેને આસ્થા રાખવાને આગ્રહ કરવો, એ કોઇક એક ઘરને અને તેની આસપાસની વિવિધ વસ્તુઓને જોતો હોય, તેને આસ્થા રાખવાને, અને પોતે જેને જેવું જુએ છે તે તેવું છે એમ માનવાને, કહેવા સરખું છે; અથવા તે કોઇક એક વાડીને અને તેનાં ઝાડો તથા ફળોને જોતો હોય, તેને એમ કહેવા સરખું છે, કે "તમારે આસ્થા રાખવી જોઇએ, કે એ એક વાડી છે, અને એ ઝાડો અને ફળો ઝાડો અને ફળો છે," જ્યારે હકીકત એ છે કે તે પોતાની આંખોથી તેમને સ્પષ્ટ દેખે છે. કે આમ છે તેટલા માટે ત્રીજા સ્વર્ગના દેવો કદાપિ "આસ્થા" શબ્દ વાપરતા નથી, અને તેનો તેમને કશો વિચાર નથી; અને તેટલાજ માટે તેઓ ઈશ્વરી સત્યો સંબંધી વિચાર કરતા નથી, કે કોઇ પણ સત્યને માટે તે સત્ય છે કે નહીં એવો વિવાદ કરતા નથી; પણ પહેલા અથવા છેલ્લા સ્વર્ગના દેવોને ઈશ્વરી સત્યો એ પ્રમાણે આંતરો ઉપર લખાયેલાં નથી, કારણકે તેમને [illegible] નની ફક્ત પહેલી કોટિ ઉઘાડી હોય છે, અને તેટલા માટે [illegible] સત્યો સંબંધી વિચાર કરે છે; પણ જેઓ વિચાર [illegible]

જેનો પોતે વિચાર કરતા હોય તે વસ્તુથી બહાર કશું પણ ભાગ્યે જ દેખે છે, અને જો તેઓ આગળ જાય છે તો માત્ર દલીલોથી તેનું સમર્થન કરવાને માટે; અને જ્યારે તેઓ તેનું સમર્થન કરી રહે છે, ત્યારે તેઓ કહે છે, કે એ વસ્તુ આસ્થાનો વિષય છે, અને કે એ માનવી જોઇએ. * * * (૨૭૦.)

* * * *

૨૦૮. દેવો એટલું ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરવાને શી રીતે શક્તિમાન છે, તેનું બીજું કારણ–અને ખરે સ્વર્ગમાં મુખ્ય કારણ–એ છે, કે તેઓ સ્વસ્નેહમાંથી મુક્ત છે; કારણકે જે પ્રમાણમાં કોઇ પણ એ સ્નેહમાંથી મુક્ત હોય છે, તે પ્રમાણમાં તે ઈશ્વરી વસ્તુઓમાં જ્ઞાની થવાને શક્તિમાન છે. સ્વસ્નેહ **સ્વામી** અને સ્વર્ગની સામે આંતરોને બંધ કરે છે, અને બાહ્યોને ઉઘાડીને તેમને પોતાના તરફ વાળે છે; અને તેટલા માટે જેમનામાં સ્વસ્નેહનું પ્રબલ હોય તેઓ દુનિયાની વસ્તુઓમાં ગમે તેટલા પ્રકાશિત હોય તોપણ સ્વર્ગીય વસ્તુઓ પરત્વે ગાઢ અંધકારમાં રહે છે. * * * (૨૭૨.)

૨૦૯. દેવો નિરંતર જ્ઞાનમાં પૂર્ણ થયા કરે છે; તોપણ તેઓ કદાપિ એટલા પૂર્ણ થવાના નથી, કે જેથી તેમનું જ્ઞાન **સ્વામીના ઈશ્વરી જ્ઞાન** સાથે કશા પણ પ્રમાણમાં આવી શકે; કારણકે **સ્વામીનું ઈશ્વરી જ્ઞાન** અનંત છે, અને દેવોનું મર્યાદિત છે, અને જે અનંત છે તથા જે મર્યાદિત છે તેમની વચ્ચે કશું પ્રમાણ નથી. (૨૭૩.) * * *

## સ્વર્ગમાં દેવોની સરલતાની સ્થિતિ.

૨૧૦. સરલતાનો સ્વભાવ અને ગુણ દુનિયામાં થોડાને જ જણાયલો છે, અને જેઓ પાપમાં છે તેમને તો બિલકુલ જ અજાણ્યો છે. તે ખરે માણસોની આંખ આગળ દેખાય છે, અને ખાસ કરીને નાનાં બાલકોનાં વદન, વાણી, અને હાવભાવમાં પ્રકટ થાય છે; અને તોપણ તેનો સ્વભાવ અજ્ઞાત છે, અને એ એથી પણ વધારે અજ્ઞાત છે કે જે માણસ પરમ સરલતામાં છે તેની સાથે સ્વર્ગ રહે છે. તેટલા માટે વિષય વધારે સ્પષ્ટતાથી સમજી શકાય તે સારૂ પ્રથમ હું શૈશવની સરલતા સંબંધી બોલીશ; પછી જ્ઞાનની સરલતા સંબંધી, અને છેવટે સરલતા પરત્વે સ્વર્ગની સ્થિતિ સંબંધી. ( ૨૭૬ )

૨૧૧. શૈશવની અથવા નાનાં બાલકોની સરલતા ખરી સરલતા નથી, કારણકે એ માત્ર સરલતાનું બાહ્ય રૂપ છે, અને તેનું આંતર રૂપ નહીં; છતાં આ પ્રકારની સરલતા ખરી સરલતાના ગુણની કંઈક કલ્પના આપી શકે, કારણકે તે બાલકોનાં વદનોમાંથી, તેમના ઘણા હાવભાવોમાંથી, અને તેમની પહેલવહેલી વાણીમાંથી ઝળકી નીકળે છે, અને જેઓ તેમના તરફ જુએ તેમને અસર કરે છે. આ આકર્ષક લક્ષણ તેમનામાં કશો આંતર વિચાર ન હોવાનું પરિણામ છે; કારણકે હજી તેઓ હિત શું અને અહિત શું તથા સત્ય શું અને અસત્ય શું એ જાણતાં

નથી; અને આ બીજામાંથી વિચારનો પ્રભવ છે. તેમને પોતાના સ્નેહમાં રોપાએલી મનીષા નથી; તેમ કશો હેતુ કે નિશ્ચિત ઉદ્દેશ નથી, અને તેટલા માટે અહિત સ્વભાવનો કશો આશય નથી. તેમને પોતાના અને દુનિયાના સ્નેહમાંથી મેળવેલું પોતાપણું નથી; તેઓ કશું પોતાને આરોપતાં નથી, પણ પોતે જે કંઇ ગૃહણ કરે છે તે માતાપિતાને આરોપે છે; તેમને જે થોડી નિર્માલ્ય વસ્તુઓ આપવામાં આવે છે તેથી તેઓ સંતુષ્ઠ અને પ્રસન્ન થાયછે; તેમને ભોજન અને વસ્ત્ર સંબંધી તેમ ભવિષ્ય સંબંધી કશી ચિંતા નથી; તેઓ દુનિયાને જોતાં નથી તેમ તેનાં દ્રવ્યોના સમૂહને લોભતાં નથી, પણ તેઓ પોતાનાં માતાપિતાને, પોતાની ધાત્રીઓને, અને જે નાનાં સહચરોની સાથે તેઓ સરલ રીતે રમે છે તેમને ચાહે છે;* * * પણ આ સરલતા હમણાં જ કહેવાયું તેમ બાહ્ય છે, કારણકે માત્ર શરીરની છે, અને મનની નહીં; કારણકે તેમનું મન હજી રૂપિત થયેલું હોતું નથી, કારણકે મન બુદ્ધિ અને ઇચ્છા તથા તેમાંથી પ્રભવતો વિચાર અને અનુરાગ છે અને સ્વર્ગમાંથી કહેવામાં આવ્યું છે, કે શિશુઓ સ્વામીની ખાસ સંભાળ નીચે છે, અને કે તેમને સર્વથી આંતર સ્વર્ગ—જે સરલતાનું સ્વર્ગ છે તે—માંથી પ્રવાહ મળે છે; અને કે તે સરલતા તેમનાં આંતરો દ્વારા વહે છે, અને * * * કે આમ હોવાને લીધે તેમનાં વદન અને હાવભાવમાં સરલતા દેખાય છે; અને કે જેથી માતાપિ-

તાને આંતર અસર થાય છે, અને જે જનનસ્નેહને ઉત્પન્ન કરે છે, તે આ સરલતા છે. ( ૨૭૭. )

જ્ઞાનની સરલતા ખરી સરલતા છે, કારણકે તે આંતર છે, કારણકે તે મનની પોતાની છે, અને આ પ્રમાણે ઇચ્છાની પોતાની, અને તેમાંથી બુદ્ધિની; અને જ્યારે સરલતા એ બીજોમાં હોય છે, ત્યારે જ્ઞાન પણ હોય છે, કારણકે જ્ઞાન તેમને માટે સંયોગમાં વાચવામાં આવે છે. તેટલા માટે સ્વર્ગમાં કહેવાય છે, કે સરલતા જ્ઞાનમાં વસે છે, અને કે દેવોને જેટલે અંશે સરલતા છે તેટલે અંશે જ્ઞાન છે; અને આ એ જોવાથી સમર્થિત થાય છે, કે જેઓ સરલતાની સ્થિતિમાં છે તેઓ હિતનું કશું પોતાને આરોપતા નથી, પણ પોતાને માત્ર પાત્ર વિચારે છે, અને બધી વસ્તુઓ સ્વામીને આરોહે છે; કે તેઓ તેનાથી દોરાવાને રાજી છે અને પોતાનાથી નહીં; કે તેઓ દરેક વસ્તુ જે હિત છે તેને ચાહે છે, અને દરેક વસ્તુ જે સત્ય છે તેથી રાજી થાય છે, કારણકે તેઓ જાણે છે અને અનુભવે છે કે જે હિત છે તેને ચાહવું અને તેટલા માટે તેને ઇચ્છવું અને કરવું, એ સ્વામીને ચાહવું છે; અને કે જે સત્ય છે તેને ચાહવું, એ પડાશીને ચાહવું છે; કે તેઓ પોતાને જે હોય તેથી સંતુષ્ટ જીવે છે, પછી તે થોડું હોય કે ઘણું હોય, કારણકે તેઓ જાણે છે કે તેમને માટે જેટલું હિત હોય તેટલું બધું તેમને મળે છે; તેમને માટે જો થોડું સર્વથી સારું હોય તો થોડું, અને જો ઘણું સર્વથી સારું હોય

હોય તો ઘણું; અને કે તેઓ પોતે પોતાને માટે શું સર્વથી સારું છે તે જાણતા નથી, કારણકે એ માત્ર **સ્વામીને** જણાયેલું છે, જેની દીર્ઘદૃષ્ટિ બધી વસ્તુઓમાં અનંત આશયોને વિચારે છે. આમ હોવાને લીધે તેઓ ભવિષ્યને માટે ચિંતા કરતા નથી પણ ભવિષ્ય માટેની ચિંતાને "કાલની ચિંતા" કહે છે, કે જે-તેઓ કહે છે કે-એવી વસ્તુઓ ખોવાની કે ન મળવાની દિલગીરી છે, કે જીવનના ઉપયોગોને માટે આવશ્યક નથી. * * * આમ છે તેટલા માટે તેનામાંથી તેઓ જે કંઇ સાંભળે છે,—પછી તે શબ્દ દ્વારા કે ઉપદેશ દ્વારા હોય,-તે તેઓ સ્મરણમાં ભરી રાખતા નથી, પણ તરત પાલે છે, એટલે કે, તે તેઓ ઇચ્છે છે અને કરે છે, કારણકે ઇચ્છા પોતે તેમની સ્મૃતિ છે. * * *

સરલતા હિતનું કશું પોતાને આરોપતી નથી, પણ બધું હિત **સ્વામીને** આરોહે છે; અને આ પ્રમાણે **સ્વામીથી** દોરાવાને ચાહે છે, અને એથી કરીને જે હિત અને સત્ય માંથી જ્ઞાન પ્રભવે છે તે બધાની ગ્રાહક છે; તેટલા માટે મનુષ્ય એવી રીતે સૃજાયેલો છે, કે જ્યારે તે બાલક હોય ત્યારે બહારથી સરલતામાં રહે, અને કે જ્યારે તે વૃદ્ધ થાય ત્યારે આંતર સરલતામાં આવે; કે બાહ્ય વડે તે આંતરમાં આવે; અને કે આંતરમાંથી તે બાહ્યમાં પાછો આવે; અને આટલા માટે જ જ્યારે તે વૃદ્ધ થાય છે, ત્યારે તે શરીરમાં ઓછો થાય છે, અને જાણે કે ફરી એક બાલક થાય છે, પણ એક જ્ઞાની બાલક, અને આ પ્રમાણે એક દેવ જેવો; કારણકે

દેવ પરમાર્થમાં એક જ્ઞાની બાલક છે. આમ છે તેટલા માટે શબ્દમાં "બાલક" જે.સરલ હોય તેને બોધે છે, અને "વૃદ્ધ" જેનામાં સરલતા હોય તેવા જ્ઞાની મનુષ્યને. (૨૭૮.)

૨૧૩. જે પુનર્જનિત થાય છે તે દરેકનું પણ એ પ્રમાણે છે, કારણકે પુનર્જનન એ માનસિક મનુષ્ય પરત્વે પુનર્જન્મ છે. પુનર્જનિત માણસ પહેલવહેલો શૈશવની સરલતામાં પ્રવેશ પામે છે, જે આમાં રહેલી છે, કે તેને પોતામાંથી કશું સત્ય જાણવાની અને કશું હિત કરવાની શક્તિ નથી, પણ માત્ર સ્વામીમાંથી છે; અને કે તે માત્ર હિતને અને સત્યને ઇચ્છે અને શોધે છે, કારણકે સત્ય સત્ય છે, અને હિત હિત છે. * * * (૨૭૯.)

૨૧૪. સરલતા પોતાનાથી નહીં પણ સ્વામીથી દોરાવામાં રહેલી છે, તેટલા માટે જેઓ સ્વર્ગમાં છે તે બધા સરલતામાં છે, કારણકે ત્યાં જે છે તે બધા સ્વામીથી દોરાવાને ચાહે છે. તેઓ જાણે છે કે પોતાને દોરવું એ પોતાથી દોરાવું છે, અને પોતાપણું પોતાને ચાહવામાં રહેલું છે; અને જે પોતાને ચાહે છે, તે બીજાને પોતાને દોરવા દેતો નથી. આમ છે તેટલા માટે, જે પ્રમાણમાં કોઇ પણ દેવ સરલતામાંછે, તે પ્રમાણમાં તે સ્વર્ગમાં છે, એટલે કે તે ઈશ્વરી હિત અને ઈશ્વરી સત્યમાં છે; કારણકે તેમનામાં હોવું એ સ્વર્ગમાં હોવું છે, અને સ્વર્ગો સરલતા પ્રમાણે વિશિષ્ટ થયેલાં છે. જેઓ બાહ્ય અથવા પહેલા સ્વર્ગમાં છે, તેઓ સર-

લતાની પહેલી અથવા બાહ્ય કોટિમાં છે; જેઓ વચલા અથવા બીજા સ્વર્ગમાં છે, તેઓ સરલતાની વચલી અથવા બીજી કોટિમાં છે; અને જેઓ સર્વથી આંતર અથવા ત્રીજા સ્વર્ગમાં છે, તેઓ સરલતાની ત્રીજી અથવા સર્વથી આંતર કોટિમાં છે. તેટલા માટે સ્વર્ગના નિવાસીઓની અંદર આ છેલ્લા ખરેખરા સરલ છે, કારણકે જેમ નાનાં બાલકો તેમના પિતાથી દોરાવાને ચાહે, તેમ તેઓ * * * સ્વામીથી દોરાવાને ચાહે છે. * * * તેઓ બહારથી સાદા, અને ઉતરતાં સ્વર્ગોના દેવોની આગળ નાનાં બાલકો જેવા, અને આ પ્રમાણે નાના કદના દેખાય છે. તેઓ જે બહુ જ્ઞાની ન હોય તેમના જેવા દેખાય છે, જો કે સ્વર્ગના દેવોમાં તેઓ સર્વથી વધારે જ્ઞાની છે; કારણ કે તેઓ જાણે છે, કે તેમનામાં પોતામાંથી કશું જ્ઞાન નથી, અને કે ખરા જ્ઞાની થવું એ તે કબૂલ કરવું છે, અને એમ સમજવું, કે જે તેઓ જાણે છે તે જે તેઓ નથી જાણતા તેના પ્રમાણમાં કશું નથી. તેઓ કહે છે કે આ જાણવું, અને કબૂલ કરવું, અને અનુભવવું, એ જ્ઞાનનું પહેલું પગલું છે. આ દેવો નગ્ન છેઃ કારણકે નગ્નતા સરલતાનું સમરૂપ છે. ( ૨૮૦. )

૨૧૫. સરલતા સંબંધી મેં વારંવાર દેવોની સાથે વાતચિત કીધી છે, અને મને જણાવવામાં આવ્યું છે કે એ બધા હિતનું તત્ત્વ છે, અને તેટલા માટે જે પ્રમાણમાં હિતની અંદર સરલતા હોય તે પ્રમાણમાં જ હિત ખરેખરું હિત છે; ફલિત થાય

છે, કે જ્ઞાન સરલતામાં ભાગ લેતું હોય તેટલે અંશે જ ખરેખરૂં જ્ઞાન છે; કે સ્નેહ, દયા, અને આસ્થાનું પણ એ પ્રમાણે છે; અને કે આ- જ્યાં સ્વામીએ નીચે પ્રમાણે કહ્યું છે, ત્યાં-અર્થ છે, "નાનાં બાલકોને મારામાં આવવા દો, અને તેમને મના ન કરો, કારણકે આવાંઓનું **પરમેશ્વરનું** રાજ્ય છે. ખરે, હું તમને કહું છું, કે જે કોઇ એક નાના બાલક તરીકે **પરમેશ્વરનું** રાજ્ય ગૃહણ કરશે નહીં તે તેમાં પેસશે નહીં," **માર્ક**, ૧૦:૧૪,૧૫; લૂક, ૧૮:૧૬,૧૭. આ વાક્યમાં અને **શબ્દના** બીજા ભાગોમાં "નાનાં બાલકો"થી જેઓ સરલ છે તેઓ બોધાય છે. એક સરલતાની સ્થિતિ **સ્વામીથી મેથ્યુ**, ૬: ૨૫ થી ૩૪માં વર્ણાયેલી છે. * * * મને એમ પણ જણાવવામાં આવ્યું છે, કે સત્ય હિત સાથે અને હિત સત્ય સાથે સરલતાના સાધન વગર સંયુક્ત થતું નથી, અને તેટલા માટે કોઇ પણ દેવ તેનામાં સરલતા હોય ને વગર સ્વર્ગના દેવ નથી; કારણકે કોઈનામાં પણ જ્યાં સુધી તેનામાં સત્ય હિતની સાથે સંયુક્ત થાય નહીં ત્યાં સુધી સ્વર્ગ નથી, અને તેટલા માટે હિત અને સત્યનો સંયોગ સ્વર્ગલગ્ન કહેવાય છે, અને સ્વર્ગનું લગ્ન સ્વર્ગ છે. ઉપરાંત મને એમ જણાવવામાં આવ્યું છે, કે ખરો લગ્નસ્નેહ પોતાની સત્તા સરલતામાંથી મેળવે છે. * * * ૨૮૧.

૨૧૬. સરલતા દેવોની સાથેના બધા હિતનું તત્ત્વ છે, તેટલા માટે એ સ્પષ્ટ છે કે **સ્વામીમાંથી** પ્રસરતું ઈશ્વરી હિત

સરલતા પોતે છે; કારણ કે એ તે હિત છે કે જે દેવોમાં વહે છે અને તેમનાં આંતર બીજાને અસર કરે છે, અને તેમને સ્વર્ગનું બધું હિત ગ્રહણ કરવાને માટે ગોઠવે છે અને ઘટાવે છે. * * * આ પરથી સ્પષ્ટ છે કે બધી સરલતા **સ્વામીમાંથી** છે, અને આમ હોવાને લીધે એ છે, કે **સ્વામી શબ્દમાં મેંઢું** કહેવાયો છે, કારણ કે મેંઢું સરલતાને બોધે છે. સરલતા સ્વર્ગના દરેક હિતમાં સર્વથી આંતર બીજ છે, તેટલા માટે તે મનને એવી અસર કરે છે, કે જેને તેનો અનુભવ થાય છે,–જેમકે સર્વથી આંતર સ્વર્ગનો કોઇ દેવ પાસે આવે ત્યારે,—તે પોતામાંથી બહાર કઢાયેલો અને જેની સરખામણીમાં દુનિયાનું દરેક સુખ અવસ્તુ જેવું છે તેવા કોઇ સુખમાં તણાઇ જતો, દેખાય છે. આ હું અનુભવમાંથી બોલું છું. ( ૨૮૨. )

૨૧૭. જેઓ સરલતાના હિતમાં છે, તેઓ જેટલે અંશે તે હિતમાં છે તેટલે અંશે તેથી પ્રકૃત થાય છે; પણ જેઓ સરલતાના હિતમાં નથી તેઓ તેથી પ્રકૃત થતા નથી; અને તેટલા માટે જેઓ નરકમાં છે તેઓ બધા સરલતાની કેવળ વિરુદ્ધ છે: તેઓ સરલતા શું છે તે જાણતા પણ નથી, અને એવા લક્ષણના છે, કે જે પ્રમાણમાં કોઇ સરલ હોય તે પ્રમાણમાં તેઓ તેને પીડા કરવાને બળે છે. તેટલા માટે તેઓ નાનાં બાલકોને જોવાનું સાંખી શકતા નથી, પણ જેવા તેઓ તેમને જુએ છે, તેવા તેઓ તેમને પીડવાની નિર્દય ઇચ્છાથી તપી જાય છે; અને આ

ઉપરથી સ્પષ્ટ છે, કે માણસનું પોતાપણું અને તેટલા માટે પોતાનો સ્નેહ, સરલતાથી વિરુદ્ધ છે; કારણકે જેઓ નરકમાં છે તે બધા પોતાપણામાં છે, અને તે વડે પોતાના સ્નેહમાં. (૨૮૩.)

## સ્વર્ગમાં શાંતિની સ્થિતિ.

૨૧૮. જેમણે સ્વર્ગની શાંતિ અનુભવી નથી, તેમને દેવો જે શાંતિ ભોગવે છે તેના સ્વભાવનું કશું ગૃહણ હોઈ શકે નહીં; કારણકે મનુષ્ય જ્યાં સુધી શરીરમાં રહે છે ત્યાં સુધી સ્વર્ગની શાંતિ ગ્રહી શકતો નથી,* * *. સ્વર્ગની શાંતિ મેં ભોગવેલી છે તેટલા માટે તેનું વર્ણન આપવાને હું શકિતમાન થયેલો છું; બેશક તે સ્વતઃ જેવી છે તે પ્રમાણે તો નહીં,–કારણકે માનુષ શબ્દો તેને વર્ણવાને પાત્ર નથી,–પણ સરખામણીમાં તે જેવી છે તે પ્રમાણે; અથવા પરમેશ્વરમાં જેઓ સંતુષ્ડ છે તેઓ જે માનસિક વિશ્રામ ભોગવે છે તેના સંબંધમાં. (૨૮૪.)

૨૧૯. સ્વર્ગની સર્વથી આંતર વસ્તુઓ બે છે,–સરલતા અને શાંતિ; અને તેઓ સર્વથી આંતર કહેવાય છે, કારણકે તેઓ તરત સ્વામીમાંથી પ્રસરે છે. સરલતા તે છે કે જેમાંથી સ્વર્ગનું દરેક હિત પ્રભવે છે, અને શાંતિ તે કે જેમાંથી હિતનું બધું સુખ પ્રભવે છે. દરેક હિતને પોતાનું સુખ છે, અને દરેક–હિત તથા સુખ બન્ને–સ્નેહનું છે; કારણકે જે ચહાય છે તે હિત કહેવાય છે, અને સુખપૂર્ણ લાગે છે. આ પરથી ફલિત થાય છે કે

સ્વર્ગની સર્વથી આંતર બે વસ્તુઓ—સરલતા અને શાંતિ—સ્વામીના ઈશ્વરી સ્નેહમાંથી પ્રસરે છે, અને દેવોને પરમ આંતર પ્રકારે પ્રકૃત કરે છે.

સરલતા હિતનું આંતર બીજ છે, એ ગયા પ્રકરણમાં જોઈ શકાશે, કે જેમાં સ્વર્ગના દેવોની સરલતાની સ્થિતિનું વ્યાખ્યાન થયેલું છે; પણ શાંતિ એ સરલતાના હિતમાંથી પ્રભવતા સુખનું આંતર બીજ છે, એ હવે સમજાવવામાં આવશે. (૨૮૫.)

૨૨૦. અમે પ્રથમ શાંતિના મૂલ સંબંધી બોલીશું. ઈશ્વરી શાંતિ સ્વામીમાં છે, અને તાત્ત્વિક ઐશ્વર્યના તેનામાંના ઈશ્વરી માનુષ સાથેના સંયોગમાંથી પરિણમે છે. સ્વર્ગમાં ઈશ્વરી શાંતિ સ્વામીમાંથી છે, અને તે તેના સ્વર્ગના દેવો સાથેના સંયોગમાંથી, તથા વિશેષ કરીને દરેક દેવમાં હિત અને સત્યના સંયોગમાંથી, પરિણમે છે.* * * (૨૮૬.)

૨૨૧. શાંતિના પ્રભવો આ મૂલમાંથી છે તેટલા માટે સ્વામી "શાંતિનો રાજા" કહેવાય છે, અને કહે છે, કે "શાંતિ મારામાંથી છે, અને મારામાં શાંતિ છે." દેવો "શાંતિના દેવો" પણ કહેવાય છે, અને સ્વર્ગ "શાંતિભવન;" જેમ કે નીચેનાં વાક્યોમાં: "અમને એક બાલક આવ્યું છે, અમને એક પુત્ર મળ્યો છે અને શાસન તેના ખભા ઉપર રહેશે; અને તેનું નામ ચમત્કારિક, મંત્રી, સમર્થ પરમેશ્વર, સનાતન પિતા, શાંતિનો રાજા કહેવાશે; તેનાં શાસન અને શાંતિનો અંત આવશે નહીં," ઈશાયા, ૯: ૫, ૬.

ઈસુએ કહ્યું, " **શાંતિ** હું તમારી સાથે મૂકતો જાઉંછું, **મારી શાંતિ** હું તમને આપું છું; દુનિયા આપે છે તેમ હું તમને આપતો નથી, " **જોન**, ૧૪: ૨૭. " આ વસ્તુઓ મેં તમને કહેલી છે, કે મારામાં તમને શાંતિ મળે, " **જોન**, ૧૬:૩૩. " સ્વામી તારા ઉપર પોતાનું વદન ઊંચું કરો, અને તને શાંતિ આપો," સંખ્યા, ૬:૨૬. " શાંતિના દેવો વેદનાથી રડશે. મોટા રસ્તા વેરાન પડયા છે, " ઈઝાયા, ૩૩:૭, ૮. * * * શાંતિ **સ્વામી**ને અને સ્વર્ગને તથા સ્વર્ગીય આનંદ અને હિતના સુખને પણ ઓપે છે, તેટલા માટે પુરાતન કાલોની સલામ એ હતી-કે " **શાંતિ** તમારામાં હો. " આ રૂપ આજના દિવસ સુધી ઉતરેલું છે, અને **સ્વામી**એ જ્યારે પોતાના શિષ્યોને બહાર મોકલી આપતાં કહેલું, ત્યારે તેનાથી અનુમોદન પામેલું છે, " જે કોઇ ઘરમાં તમે પેસો, ત્યાં પ્રથમ કહો, કે ' આ ઘરને શાંતિ હો, ' અને જો શાંતિનો પુત્ર ત્યાં હશે, તો તમારી શાંતિ તેના ઉપર રહેશે, " લૂક, ૧૦:૫,૬; અને જ્યારે **સ્વામી** પોતે દૂતો આગળ દેખાયેલો, ત્યારે તેણે કહેલું, " શાંતિ તમારામાં હો, " **જોન**, ૨૦:૧૯,૨૧,૨૬. * * * (૨૮૭.)

૨૨૨. * * * શાંતિનો ગુણ અને તેનું મહત્ત્વ સ્વર્ગોમાં નિવાસીઓની સરલતા પ્રમાણે ભિન્નભિન્ન છે, કારણકે સરલતા અને શાંતિ હાથેહાથ ચાલે છે; કારણકે ઉપર કહ્યું તેમ સરલતા સ્વર્ગના બધા હિતનું કારણ છે, અને

તે હિતના બધા સુખનું. * * * સરલતા અને શાંતિ હિત અને તેના સુખની માફક સાથે વસે છે, એ બાલકોમાં જોઈ શકાય, જેઓ સરલતામાં હોવાના કારણથી શાંતિમાં પણ છે; અને શાંતિમાં હોવાના કારણને લીધે રમતથી ભરેલાં છે; પણ તેમની શાંતિ બાહ્ય શાંતિ છે, કારણકે આંતર શાંતિ આંતર સરલતાની માફક જ્ઞાનમાં જ વર્તે છે, અને તેટલા માટે હિત અને સત્યનો સંયોગ કે જે જ્ઞાનનું મૂલ છે તેમાં. સ્વર્ગની અથવા દૈવી શાંતિ, જે મનુષ્યો હિત અને સત્યના સંયોગમાંથી જ્ઞાનમાં છે, અને એ વડે પરમેશ્વરમાં સંતુષ્ઠ છે, તેમની સાથે પણ છે; પણ જ્યાં લગી તેઓ દુનિયામાં જીવે છે, ત્યાં લગી શાંતિ તેમનાં આંતરોમાં સંગૃહીત રહેછે, અને તેઓ શરીરને છોડીને સ્વર્ગમાં પ્રવેશ કરે ત્યાં લગી પ્રકટ થતી નથી, કારણ કે ત્યારે તેમનાં આંતરો,ઉઘડાય છે. (૨૮૮.)

૨૨૩. ઈશ્વરી શાંતિ સ્વામીના સ્વર્ગ સાથેના સંયોગમાંથી અને વિશેષે કરીને દરેક દેવમાં હિત અને સત્યના સંયોગમાંથી વર્તે છે, તેટલા માટે એ ફલે છે કે જ્યારે દેવો સ્નેહની સ્થિતિમાં હોય છે, ત્યારે તેઓ શાંતિની સ્થિતિમાં છે, કારણકે ત્યારે તેમની સાથે સત્ય હિતની સાથે સંયોગ પામેલું છે. * * * પુનર્જનનના દરમિયાન માણસની પણ એવી સ્થિતિ છે. જ્યારે તેનામાં હિત અને સત્યનો સંયોગ થાય છે,–જેમ વિશેષે કરીને લાલચો પછી બને છે,—ત્યારે તે સ્વર્ગની શાંતિમાંથી પ્રભવતી

કોઇક સુખની સ્થિતિમાં આવે છે. આ શાંતિને વસંતના વખતમાં સવાર અથવા પ્રભાતની સાથે સરખાવી શકાય, જ્યારે રાત વીતેલી હોવાથી પૃથ્વીની બધી વસ્તુઓ ઊગતા સૂર્યમાંથી નવું જીવન મેળવવા માંડે છે,* * *. (૨૮૯.)

૨૨૪. મેં શાંતિ સંબંધી દેવોની સાથે વાતચિત કીધી છે, અને તેમને કહેલું છે, કે "દુનિયામાં—જ્યારે રાજ્યો વચ્ચે વિગ્રહો અને યુદ્ધો બંધ પડે છે, અને મનુષ્યોની વચ્ચે દ્વેષ અને વૈર અટકે છે, ત્યારે—શાંતિ કહેવાયછે; અને કે આંતર શાંતિ* * *." પણ દેવોએ કહેલું, કે "ચિંતાના દૂરભાવમાંથી અને ધંધાની ફત્તેહમાંથી પ્રભવતાં મનનાં વિશ્રામ, અને સ્વસ્થતા, અને સુખમાં શાંતિ હોય એમ દેખાય છે, પણ જેઓ સ્વર્ગના હિતમાં છે તેમની સાથે જ એ પ્રમાણે છે, કારણકે તે હિત સિવાય બીજા કશાની અંદર શાંતિ નથી; * * * જેઓ પાપમાં છે તેમને શાંતિ નથી. બેશક,—જ્યારે તેમની ઇચ્છાઓ પ્રમાણે વસ્તુઓ સફલ થાય, ત્યારે તેઓ વિશ્રામ, અને સ્વસ્થતા, અને સુખ અનુભવતા હોય એમ દેખાય છે, પણ આ બધું બાહ્ય છે, અને આંતર નથી; કારણકે અંદર તેઓ દ્વેષ, ધિક્કાર, વૈર, હિંસા, અને ઘણા બીજા પાપી વ્યભિચારોથી બળે છે, જેમાં તેમનું બાહ્ય મન પણ—તેમને અનુકૂળ ન હોય તેવા કોઇને પણ જુએ ત્યારે—ધસી જાય છે. * * *ભેદ જે નરક અને સ્વર્ગની વચ્ચે છે તેના સરખો છે". (૨૯૦.)

---

# स्वर्गनो मानुप जाति साथे संयोग.

૨૨૫. એ દેવાલયમાં જણાયેલું છે, કે બધું હિત પરમેશ્વરમાંથી છે, અને કશુ મનુષ્યમાંથી નહીં, અને કે તેટલા માટે કોઇએ પણ હિત પોતાને આરોપવુ જોઇએ નહીં; અને એ પણ જણાયેલું છે કે પાપ અવપતિતમાંથી; અને આમ છે તેટલા માટે જેઓ દેવાલયના સિદ્ધાંતમાંથી બોલે છે, તેઓ–જેઓ સત્કર્મ કરે છે તેમને માટે, અને જેઓ ધાર્મિક રીતે બોલે છે અને શીખવે છે તેમને માટે પણ, એમ કહે છે કે તેઓ સ્વામીથી દોરાય છે; પણ જેઓ પાપ કરે છે અને અધાર્મિક રીતે બોલે છે તેમને માટે તેઓ ઊલટું કહે છે. મનુષ્યને સ્વર્ગ સાથે અને નરક સાથે સંયોગ હોય તે વગર, અને તે સંયોગો તેની ઈચ્છા અને તેની બુદ્ધિની સાથે હોય તે વગર, આમ હોઈ શકે નહીં; કારણકે તેમનામાંથી શરીર કામ કરે છે અને મ્હોં બોલે છે. એ સંયોગનો સ્વભાવ અને ગુણ હવે બતાવાશે. ( ૨૯૧. )

૨૨૬. દરેક મનુષ્યની પરિચર્યામાં સારા જીવો અને પાપી જીવો બન્ને છેઃ સારા જીવો વડે તેને સ્વર્ગની સાથે સંયોગ છે, અને પાપી જીવો વડે નરકની સાથે; અને આ જીવો જીવલોકમાં છે, જે સ્વર્ગ અને નરકની વચ્ચે છે, અને જે સંબંધી વિશેષતઃ અમે પાછળનાં પાનાંઓમાં બોલીશું. જ્યારે આ પરિ-

ચર જીવો મનુષ્ય પાસે આવે છે, ત્યારે તેઓ તેની બધી સ્મૃતિમાં અને એ વડે તેના બધા વિચારમાં પ્રવેશ કરે છે; પાપી જીવો * * * પાપી વસ્તુઓમાં, અને સારા જીવો * * * સારી વસ્તુઓમાં. જીવોને ખબર હોતી નથી, કે તેઓ મનુષ્યની સાથે છે, પણ જ્યારે તેઓ તેની સાથે હોય છે ત્યારે તેઓ માને છે કે મનુષ્યનાં સ્મૃતિ અને વિચારમાં રહેલી બધી વસ્તુઓ તેમની છે; તેમ તેઓ મનુષ્યને દેખતા નથી, કારણકે જે વસ્તુઓ આપણા સૂર્યમંડલમાં છે તે તેમની દૃષ્ટિમર્યાદામાં પડતી નથી. * * * (૨૯૨.)

૨૨૭. જે જીવોનો નરકની સાથે સંબંધ છે તેઓ મનુષ્ય સાથે જોડાએલા છે, કારણકે મનુષ્ય દરેક પ્રકારનાં પાપોમાં જન્મે છે, અને તેટલા માટે તેનું પહેલું જીવન કેવળ પાપોમાંથી પ્રભવે છે; તેટલા માટે, જો તેના સરખા ગુણના જીવો તેની સાથે જોડવામાં ન આવે, તો તે જીવી શકે નહીં, તેમ પોતાનાં પાપથી છૂટીને પુનારૂપિત થઇ શકે નહીં. તેટલા માટે તે પાપી જીવો વડે તેના પોતાના જીવનમાં રખાય છે, અને સારા જીવો વડે તેમાંથી નિગૃહીત થાયછે. તે બન્નેના પ્રભાવ વડે સમતામાં પણ રખાય છે, અને તે સમતામાં હોવાના કારણથી પોતાના મોક્ષમાં છે, અને પાપમાંથી પ્રતિહૃત કરીને હિત તરફ વાળી શકાય છે; કારણકે મોક્ષમાં તેની અંદર હિત રોપી શકાય, જે પ્રમાણે તે વગર બની શકે નહીં; પણ—નરકના જીવો મનુષ્ય ઉપર એક

ભાગમાં ક્રિયા કરે, અને સ્વર્ગના જીવો બીજા ભાગમાં, તે વગર મનુષ્યને મોક્ષ આપી શકાતો નથી; અને તેને બન્ને વિરુદ્ધ પ્રવાહોની વચ્ચે રાખવામાં આવે તે વગર. * * * (૨૯૩.)

૨૨૮. હવે સ્વર્ગના સારા જીવો સાથેના અને નરકના નઠારા જીવો સાથેના સંયોગનો સ્વભાવ અને ગુણ, અને એ વડે સ્વર્ગ અને નરકના મનુષ્ય સાથેના સંયોગનો સ્વભાવ અને ગુણ બતાવવામાં આવશે. જે જીવો જીવલોકમાં છે તે બધાને કાંતો સ્વર્ગની સાથે અથવા નરકની સાથે સંબંધ છે; પાપીઓને નરકની અને સારાઓને સ્વર્ગની સાથે. સ્વર્ગ અને નરક બન્ને મંડલોમાં વિશિષ્ટ થયેલાં છે, અને દરેક જીવ અમુક વિશેષ મંડલનો હોય છે, અને તેનામાંના પ્રવાહ વડે સ્થિતિમાં રહે છે, એવી રીતે કે તેની સાથે તે એકતામાં કામ કરે; અને તેટલા માટે-મનુષ્ય જીવોની સાથે જોડાયેલો છે એ કારણથી તે સ્વર્ગની અને નરકની સાથે પણ જોડાયેલો છે, અને ખરે તે વિશેષ મંડલની સાથે, કે જેની અંદર તે પોતાના અનુરાગ અથવા સ્નેહ પરત્વે વર્તમાન છે; કારણકે સ્વર્ગનાં બધાં મંડલો હિત અને સત્યના અનુરાગો પ્રમાણે વિશિષ્ટ છે; અને નરકનાં બધાં મંડલો અહિત અને અસત્યના અનુરાગ પ્રમાણે. સ્વર્ગનાં મંડલો સંબંધી, જુઓ ઉપર ક. ૩૨ થી ક. ૩૯, અને ક. ૧૨૪ થી ક. ૧૨૭ પણ. (૨૯૪.)

૨૨૯. જે જીવો મનુષ્યને જોડાયેલા છે તેઓ અનુરાગ અથવા સ્નેહ પરત્વે તેના સરખા જ ગુણમાં હોય છે. સારા જીવો

તેની સાથે સ્વામી જોડે છે, પણ પાપી જીવોનું મનુષ્ય પોતે આકર્ષણ કરે છે; અને તેના અનુરાગોના ફેરફારો પ્રમાણે તેના પરિચર જીવો ફરે છે; એક જાતના તેની શૈશવમાં પરિચર્યા કરે છે, બીજી જાતના બાલ્યાવસ્થામાં, ત્રીજી જાતના કિશોરાવસ્થામાં અને તારુણ્યમાં, અને ચોથી જાતના વૃદ્ધાવસ્થામાં. જે જીવો શૈશવની પરિચર્યા કરેછે તેઓ સરલતાથી વિલક્ષિત હોય છે, અને તેટલા માટે સરલતાનું સ્વર્ગ કે જે સર્વથી આંતર અથવા ત્રીજું સ્વર્ગ છે તેની સાથે સંબંધ કરે છે; જેઓ બાલ્યાવસ્થાની પરિચર્યા કરે છે તેઓ જાણવાના અનુરાગથી વિશિષ્ટ છે, અને બાહ્ય અથવા પહેલા સ્વર્ગ સાથે સંબંધ કરે છે; જેઓ કિશોરાવસ્થા અને તારુણ્ય ઉપર રહે છે તેઓ સત્ય અને હિતના અનુરાગમાં છે, અને બીજા અથવા વચલા સ્વર્ગની સાથે સંબંધ કરે છે; અને જેઓ વૃદ્ધાવસ્થા ઉપર છે તેઓ જ્ઞાન તથા સરલતામાં છે, અને ફરી સર્વથી આંતર અથવા ત્રીજા સ્વગ સાથે સંબંધ કરે છે. જેઓ પુનારૂપિત અને પુનર્જનિત થવાને પાત્ર છે તેમની સાથે જ સ્વામી જેઓ જ્ઞાનની સરલતામાં હોય તેવા જીવોને જોડે છે. બેશક જેઓ પુનારૂપિત અને પુનર્જનિત થવાને પાત્ર નથી તેમની સાથે સુદ્ધાં સ્વામી સારા જીવોને જોડે છે, પણ માત્ર એટલા માટે કે તેઓ બની શકે તેટલા પાપમાંથી પ્રતિહૃત થાય; કારણકે તેમનો નિકટ સંયોગ નરકની સાથે સંબંધના જીવોની સાથે છે, કે જેઓ તેમના જેવા છે. જો તેઓ પોતાના ચાહનારા, અથવા લાભના ચાહનારા, અથવા વૈરના

ચાહનારા, અથવા વ્યભિચારના ચાહનારા હોય છે, તો સરખા જીવો સમક્ષ રહે છે, અને જાણે કે તેમના પાપી અનુરાગોમાં વસે છે; અને જેટલે અંશે મનુષ્ય સારા જીવો વડે પાપમાંથી પ્રતિહત થતો નથી, તેટલે અંશે પાપી જીવો તેને પાપી ઇચ્છાથી તપાવે છે, અને જેટલે અંશે દુરિચ્છા ફાવે છે, તેટલે અંશે તેઓ તેને વળગી રહે છે અને પાછા જતા નથી. આ પ્રમાણે એક દુષ્ટ મનુષ્ય નરક સાથે અને એક સાધુ મનુષ્ય સ્વર્ગ સાથે જોડાયેલો છે. ( ૨૯૫. )

૨૩૦. મનુષ્ય સ્વામીમાંથી જીવો વડે શાસિત થાય છે, કારણકે તે સ્વર્ગના ક્રમમાં નથી; કારણકે તે નરકનાં પાપમાં જન્મે છે, અને આ પ્રમાણે ઇશ્વરી ક્રમથી એક કેવળ વિરુદ્ધ સ્થિતિમાં. તેટલા માટે એ આવશ્યક છે કે તે ક્રમમાં પાછો અણાવો જોઇએ, અને આમ જીવોનાં સાધન વગર કરી શકાય નહીં; પણ મનુષ્ય જો હિતમાં અર્થાત્ સ્વર્ગના ક્રમ પ્રમાણે જન્મતો હોય તો એ પ્રમાણે ન થાય; કારણકે ત્યારે તે સ્વામીથી જીવો દ્વારા નહીં, પણ ક્રમના પોતાના દ્વારા—એટલે કે—સામાન્ય પ્રવાહ દ્વારા, શાસિત થાય. જે વસ્તુઓ મનુષ્યના વિચાર અને ઇચ્છામાંથી કર્મમાં પ્રસરેછે તે પરત્વે તે આ પ્રવાહથી શાસિત થાયછે, અને આ પ્રમાણે વાણી તથા કર્મ પરત્વે, કારણ કે આ બન્ને કુદરતી ક્રમ પ્રમાણે વહે છે. જે જીવો મનુષ્યને જોડાયેલા છે તેમને તેટલા માટે તેની વાણી અને કર્મ સાથે કશું સાધારણ નથી. * * * ( ૨૯૬. )

૨૩૧. સ્વર્ગના મનુષ્ય જાતિ સાથેના સંયોગ સંબંધી એટલું વધારે જણાવવાનું છે, કે સ્વામી પોતે સ્વર્ગના ક્રમ પ્રમાણે મનુષ્યની અંદર સર્વથી આંતર અને બાહ્ય વસ્તુઓમાં વહે છે;* * * નિકટ પ્રવાહ જે સ્વામીનો પોતાનો છે, તે તેના ઈશ્વરી માનુષમાંથી પ્રસરીને મનુષ્યની ઈચ્છામાં વહે છે, અને તેની ઇચ્છા દ્વારા તેની બુદ્ધિમાં; આ પ્રમાણે તે મનુષ્યના હિતમાં વહે છે, અને તેના હિતદ્વારા તેના સત્યમાં, અર્થાત્ તેના સ્નેહમાં, અને તેના સ્નેહદ્વારા તેની આસ્થામાં, પણ ઉલટ નહીં:* * *.આ ઈશ્વરી પ્રવાહ સંતત છે, અને સાધુથી હિતમાં ગ્રહીત થાય છે, પણ પાપીથી નહીં; કારણ કે તેઓ કાંતો તેનો તિરસ્કાર કરે છે અથવા તો તેને કલુષિત કરેછે. તેટલા માટે પાપીઓનું જીવન પાપી જીવનછે, જે માનસિક અર્થમાં મૃત્યુ છે. ( ૨૯૭. )

* * *

૨૩૨. સ્વર્ગના માનુષ જાતિ સાથેના સંયોગ સંબંધી મેં દેવોની સાથે વાતચિત કીધી છે, અને તેમને કહ્યુંછે, કે " દેવાલયનો મનુષ્ય કહે છે ખરો, કે બધું હિત પરમેશ્વરમાંથી છે; અને દેવો મનુષ્યની સાથે વર્તમાન છે; પણ થોડા જ ખરેખર માને છે, કે દેવો મનુષ્યની સાથે જોડાયેલા છે, અને એથી પણ થોડા—કે તેઓ તેના વિચાર અને અનુરાગમાં છે. " દેવોએ જવાબ આપેલો કે " અમને ખબર છે, કે આવો આસ્થાનો અભાવ, અને છતાં આવી બોલવાની પદ્ધતિ દુનિયામાં ચાલે છે, અને વિશેષે કરીને દેવાલયમાં; અમને તે માટે આશ્ચર્ય થાય છે,

કારણકે **શબ્દ** જેઓ દેવાલયમાં છે તેમની પાસે છે, અને **શ**-**બ્દ** તેમને સ્વર્ગ સંબંધી, અને તેના મનુષ્ય સાથેના સંયોગ સંબંધી શીખવે છે; આ સંયોગનો સ્વભાવ એવો છે, કે જીવો મનુષ્યની સાથે જોડાય તે વગર તે સ્વલ્પ પણ વિચાર કરવાને શક્તિમાન નથી, અને તેટલા માટે તેનું આંતર જીવન આ સંયોગ ઉપર આધાર રાખે છે." તેમણે એમ પણ કહેલું. કે "મનુષ્ય જીવનની પ્રથમ સત્તા સાથે કશા સંબંધ વગર પોતામાંથી જીવે છે એમ માનવામાંથી આ અજ્ઞાન પ્રભવે છે; અને એમ ન જાણવામાંથી, કે એ સંબંધ સ્વર્ગો દ્વારા થાય છે, જ્યારે હકીકત એ છે, કે જો એ સંબંધ છોડવામાં આવે તો તત્ક્ષણ તે મૃત્યુ પામી પડી જાય; જો—બધું હિત **સ્વામીમાંથી** અને બધું પાપ નરકમાંથી છે, એ સત્ય મનુષ્ય ખરેખર માનતો હોય, તો તે પોતાના હિતને માટે પોતાને ઉત્કર્ષ આરોપે નહીં, તેમ પાપ પણ તેને આરોપિત થાય નહીં; કારણકે ત્યારે તે દરેક સારા વિચાર અને કર્મમાં **સ્વામી** તરફ જોશે, અને જે કંઇ પાપ અંદર વહેશે, તે નરક તરફ પાછું પડશે; પણ મનુષ્ય સ્વર્ગ અને નરકમાંથી પ્રવાહ છે એ માનતો નથી, અને તેટલા માટે ધારે છે, કે જે બધી વસ્તુઓ તે વિચારે છે અને ઈચ્છે છે તે પોતાનામાં અને પોતામાંથી છે, તે કારણને લીધે તે નરકમાંથી પાપને પોતાનું કરે છે, અને જે હિત સ્વર્ગમાંથી વહે છે તેને તે પોતાના ઉત્કર્ષના વિચારથી કલુષિત કરે છે." ( ૩૦૨. )

—:o:—

# સ્વર્ગનો શબ્દ વડે મનુષ્ય સાથે સંયોગ.

૨૩૩. જેઓ આંતર કારણમાંથી વિચાર કરે છે, તેઓ જોવાને શક્તિમાન છે, કે બધી વસ્તુઓને મધ્યગો વડે પ્રથમની સાથે સંબંધ છે, અને કે જે કંઇ એ સંબંધમાં નથી તે વિલીન થાય-છે; કારણકે તેઓ જાણે છે, કે કંઇ પણ પોતામાંથી સ્થિતિ પામી શકે નહીં, પણ કે દરેક વસ્તુ જે પોતાની પહેલાં હોય તેમાંથી સત્તા પામે છે, અને આ પ્રમાણે પ્રથમમાંથી. * * * ભણેલાઓએ આ પ્રકારે વિચાર કીધો છે, તેટલા માટે તેમણે જોયેલું,અને કહેલું છે, કે " સ્થિતિ સંતત સત્તા છેઃ " અને આ પ્રમાણે, કે બધી વસ્તુઓ મૂળે પ્રથમમાંથી વર્તમાન છે, તેટલા માટે તેનામાંથી જ તેઓ " સંતત " પણ વર્તમાન છે; પણ દરેક વસ્તુનો જે તેની પહેલાં છે તેની સાથે, અને આ પ્રમાણે, પ્રથમની સાથે જે સંબંધ છે, જેમાંથી બધી વસ્તુઓ છે, તેનો સ્વભાવ સંક્ષેપમાં સમજાવી શકાય તેમ નથી, કારણકે તે વિવિ-ધ અને ભિન્નભિન્ન છે. * * * ( ૩૦૩. )

૨૩૪. મનુષ્ય એવી રીતે સુજાયેલો છે, કે સ્વામીની સાથે તેને " સંબંધ " અને "સંયોગ" બન્ને છે; પણ સ્વર્ગના દેવોની સાથે તેને માત્ર " સહવાસ " છે. તેને દેવોની સાથે સંયોગ ન-હીં પણ માત્ર સહવાસ છે, કારણકે સૃષ્ટિથી તેનાં મનનાં આંત-રો પરત્વે તે દેવના સરખો છે; કારણકે મનુષ્યની ઇચ્છા અને બુદ્ધિ દેવની ઇચ્છા અને બુદ્ધિના સરખી છે; અને તેટલા માટે,

મૃત્યુ પછી, જો તે ઈશ્વરી ક્રમ પ્રમાણે જીવેલો હોય, તો તે એક દેવ થાય છે, અને દૈવી જ્ઞાન મેળવે છે. * * * (૩૦૪.)

૨૩૫ મનુષ્યે પોતાનાં આંતરોને સ્વર્ગથી વિમુખ કીધાં, અને પોતાના તથા દુનિયાના સ્નેહથી તેમને દુનિયા તરફ અને પોતાની તરફ વાળ્યાં, તે કારણથી તેનો સ્વર્ગની સાથેનો સંબંધ તૂટ્યો; અને આ પ્રમાણે તે દૂર થવાથી સ્વર્ગના આધાર તરીકે ન રહ્યો, તેટલા માટે સ્વામીએ સ્વર્ગના આધાર તરીકે તેને સ્થલે એક મધ્યગની યોજના કીધી, કે જે મનુષ્યને સ્વર્ગની સાથે જોડવાનું કામ પણ કરે, અને આ મધ્યગ શબ્દ છે. * * *(૩૦૫.)

૨૩૬. મને સ્વર્ગમાંથી જણાવવામાં આવ્યું છે, કે સર્વથી પુરાતન લોકોને અનંતર પ્રકાશન હતું, કારણકે તેમનાં આંતરો સ્વર્ગ તરફ વળેલાં હતાં; અને કે તેટલા માટે તે વખતે સ્વામીને માનુષ જાતિની સાથે સંયોગ હતો; પણ કે પાછળથી અનંતર પ્રકાશન બંધ પડયું, અને સમરૂપો દ્વારા મધ્યસ્થ પ્રકાશન આવ્યું; કે સર્વથી પુરાતન પછી જે લોકો આવેલા તેમની બધી ઈશ્વરી પૂજા સમરૂપોમાં રહેલી, અને કે તેટલા માટે તેમનાં દેવાલયો પ્રદર્શક દેવાલયો કહેવાય છે. સમરૂપ અને પ્રદર્શનનો સ્વભાવ ત્યારે આંતર પ્રકારે જણાયેલો હતો; કારણકે મનુષ્યો જાણતા, કે દુનિયામાં જે વસ્તુઓ છે તે બધી જે માનસિક વસ્તુઓ સ્વર્ગમાં અને દેવાલયમાં છે તેમની સમરૂપ છે, અર્થાત્ કે તેમને પ્રદર્શિત કરે છે; અને તેટલા માટે જે કુદરતી વસ્તુઓ તેમની પૂજાનાં બાહ્યો

હતી તે તેમને માનસિક રીતે અને આ પ્રમાણે દેવોની સાથે એકતામાં વિચાર કરવામાં મધ્યસ્થોનું કામ કરતી. સમરૂપો અને પ્રદર્શનોના શાસ્ત્રનો લોપ થયો, તે પછી શબ્દ લખવામાં આવ્યો, કે જેની અંદર બધાં સ્ફોટનો, દરેકનો અને દરેક વાક્યમાં તેમનો અર્થ પણ સમરૂપો છે, અને તેટલા માટે તેની અંદર એક માનસિક અથવા આંતર અર્થ રહેલો છે, જે દેવો ગ્રહણ કરે છે. તેટલા માટે જ્યારે મનુષ્ય શબ્દ વાંચે છે, અને તેને અક્ષરાર્થ—બાહ્યાર્થ—પ્રમાણે સમજે છે, ત્યારે દેવો તે આંતર અથવા માનસિક અર્થ પ્રમાણે ગ્રહણ કરે છે; કારણકે દેવોને બધો વિચાર માનસિક છે, પણ મનુષ્યનો વિચાર કુદરતી છે; અને જોકે માનસિક અને કુદરતી વિચાર ભિન્ન દેખાય છે, તોપણ તેઓ એક રૂપે છે, કારણકે તેઓ સમરૂપ છે. તેટલા માટે જ્યારે મનુષ્યે પોતાને સ્વર્ગથી દૂર કીધો, અને તેની સાથેનો સંબંધ તોડયો, ત્યારે સ્વામીએ શબ્દ દ્વારા સંયોગના એક બીજા મધ્યસ્થની યોજના કીધી. ( ૩૦૬. )

૨૩૭. જે રીતે શબ્દ વડે સ્વર્ગ મનુષ્યની સાથે જોડાય છે, તે થોડાંએક વાક્યો ઉતારવાથી સમજાવી શકાશે. પ્રકાશનમાં નવું જેરૂસેલમ આ શબ્દોમાં વર્ણિત થયેલું છે:—" મેં એક નવું સ્વર્ગ તથા એક નવી પૃથ્વી દીઠાં, કારણકે પહેલું સ્વર્ગ અને પહેલી પૃથ્વી ચાલ્યાં ગયાં હતાં:—અને મેં જોને પવિત્ર નગર નવું જેરૂસેલમ પરમેશ્વરમાંથી સ્વર્ગમાં થઇને નીચે આવતું દીઠું.—

નગર ચાર ચોરસ રહેલું છે, અને લંબાઇ પહોળાઇના જેટલી મોટી છે; અને દેવે એક છડીથી નગરને દોઢ હજાર 'માઇલ' માપ્યું. તેનાં લંબાઈ, પહોળાઇ, અને ઊંચાઇ સરખાં છે; અને તેણે તેની દિવાલ એકસો ચુમ્માળીશ હાથ માપી, એક મનુષ્યનું માપ, અર્થાત્—એક દેવનું; અને તે દિવાલની બાંધણી સૂર્યકાંતની હતી; અને નગર સ્વચ્છ કાચના જેવું શુદ્ધ સુવર્ણ હતું; અને નગરની દિવાલના પાયા બધી જાતના કિંમતી પત્થરોથી શણગારેલા હતા—બાર દરવાજા બાર મોતી હતા;—અને શહેરની શેરી સ્વચ્છ સુવર્ણ જાણે કે પારદર્શક કાચ હતી." ૨૧: ૧, ૨, ૧૬-૧૯, ૨૧. જ્યારે મનુષ્ય આ શબ્દો વાંચે છે, અને તેમને માત્ર અક્ષરના અર્થ પ્રમાણે સમજે છે, ત્યારે તે ધારે છે, કે દૃશ્ય આકાશ અને પૃથ્વી નાશ પામવાનાં છે; કે એક નવું આકાશ સૃજાશે; કે એક નવી પૃથ્વી ઉપર પવિત્ર નગર જેરૂસેલમ ઉતરશે, અને કે તેની બધી માત્રાઓ બરાબર આ વર્ણનને મળતી આવશે; પણ મનુષ્ય ઉપર રહેનારા દેવો આ વાંકયને કેવળ જૂદી રીતે સમજે છે, કારણકે મનુષ્ય જે કુદરતી રીતે સમજે છે તે તેઓ માનસિક રીતે સમજે છે. "નવા સ્વર્ગ અને નવી પૃથ્વી" થી તેઓ એક નવું દેવાલય સમજે છે. "પરમેશ્વરમાંથી સ્વર્ગમાં થઇને નીચે ઉતરતા નગર જેરૂસેલમ" થી તેઓ સ્વામી વડે પ્રકાશાયેલો તે દેવાલયમો સ્વર્ગીય સિદ્ધાંત સમજે છે. તેની "લંબાઈ; પહોળાઇ, અને ઉંચાઇ," જે

" સરખી " અને દરેક " દોઢ હજાર માઇલ " છે, તેથી તેઓ સમૂહમાં તે સિદ્ધાંતનાં બધાં હિતો અને સત્યો સમજે છે. નગરની " દિવાલથી " તેઓ જે સત્યો તેનું રક્ષણ કરે છે તે સમજે છે. દિવાલના માપથી–" એક સો ચુમ્માળીશ હાથ, એક મનુષ્યનું માપ, અર્થાત્–એક દેવનું "–એથી તેઓએ બધાં રક્ષક સત્યોના સમૂહને અને તેમના ગુણને સમજે છે. તેના " બાર દરવાજા " જે બાર "મોતી" હતા, તેથી તેઓ જે સત્યો પ્રવેશ કરાવે છે, તેને સમજે છે. "મોતીઓ" પણ આવાં સત્યોને બોધે છે. "દિવાલના પાયા" જે કિંમતી પત્થરોના હતા, તેથી તેઓ જે વિદ્યાઓ ઉપર એ સિદ્ધાંત રચાયેલો છે તેને સમજે છે. " પારદર્શક કાચ જેવું સુવર્ણ, " જેની તે નગરી અને તેની શેરી બનેલી હતી, તેથી તેઓ સ્નેહનું હિત સમજે છે, જેથી સિદ્ધાંત અને તેનાં સત્યો પારદર્શક થાય છે. આ પ્રમાણે ઉપલા બધા શબ્દો દેવો મનુષ્યના કરતાં કેવળ જૂદી રીતે ગ્રહણ કરે છે; * * *. આ ઉદાહરણ પરથી સ્વર્ગ શબ્દ વડે મનુષ્યની સાથે કેવી રીતે જોડાયેલું છે તે દેખાઇ શકશે. એક બીજું ઉદાહરણ લો, આઇઝાયા, ૧૯:૨૩—૨૫: " તે દિવસમાં ઇજીપ્તમાંથી આસીરિયા સુધી રાજમાર્ગ થશે, અને આસીરિયન ઇજિપ્તમાં આવશે, અને ઇજિપ્તક આસીરિયામાં, અને ઇજિપ્તકો આસીરિયનોની સેવા કરશે. તે દિવસમાં ઇઝરાયલ ઇજિપ્ત અને

આસીરિયાની સાથે ભૂમિની મધ્યમાં ત્રીજું સુખ થશે, જેને સેનાઓનો સ્વામી આવું કહીને સુખિત કરશે, કે સુખિત થાઓ ઇજિપ્ત મારા લોકો, અને આસીરિયા મારા હાથનું કામ, અને ઇઝરાયલ મારો દાયભાગ." * * * મનુષ્ય અક્ષરના અર્થ ઉપરથી વિચારે છે, કે ઐજિપ્તકો અને આસીરિયનો પરમેશ્વર તરફ વળવાના અને સ્વીકૃત થવાના છે; અને કે તેઓ યાહૂદી પ્રજા સાથે એક થવાના છે; પણ દેવો આંતર અર્થમાં વર્ણિત થયેલા માનસિક દેવાલયના મનુષ્યનો વિચાર કરે છે. તેનું માનસિક તત્ત્વ ઇઝરાયલથી દર્શિત થાય છે, તેનું કુદરતી તત્ત્વ ઐજિપ્તકથી, અને તાર્કિક તત્ત્વ—જે તે બન્નેની વચ્ચે છે—તે આસીરિયનથી. અક્ષરાર્થ અને આંતરાર્થ મળીને એક કરે છે, કારણકે તેઓ પરસ્પર સમરૂપ છે, અને તેટલા માટે જ્યારે દેવો માનસિક રીતે અને મનુષ્ય કુદરતી રીતે વિચાર કરે છે, ત્યારે તેઓ લગભગ આત્મા અને શરીરની માફક જોડાય છે. શબ્દ સર્વત્ર આ પ્રકારનો છે, અને આ ઉપરથી એ સ્પષ્ટ છે, કે શબ્દ સ્વર્ગ અને મનુષ્યની વચ્ચે સંયોગનું સાધન છે; અને કે તેનો અક્ષરાર્થ એ સંયોગના પાયા અને આધારનું કામ કરે છે. ( ૩૦૭. )

૨૩૮. જેઓ દેવાલયની બહાર છે, અને જેમની પાસે શબ્દ નથી, તેઓ પણ શબ્દ વડે સ્વર્ગની સાથે જોડાય છે, કારણકે સ્વામીનું દેવાલય સાર્વત્રિક છે, અને તેમાં જેઓ ઈશ્વરી

સત્તાને કબૂલ કરે છે, અને દયામાં જીવે છે, તે બધાનો સમાવેશ થાય છે. * * . *પૃથ્વી ઉપરનું સમગ્ર દેવાલય સમગ્ર સ્વર્ગની માફક સ્વામીની દૃષ્ટિમાં એક મનુષ્યના જેવું છે; અને સમગ્ર સ્વર્ગ એક મનુષ્યને મળતું આવે છે, એ ઉપર બતાવાયું હતું, ક. ૫૦ થી ૬૦. જે દેવાલયમાં **શબ્દ** છે અને જ્યાં **સ્વામી શબ્દ** વડે જણાયેલો છે, તે એ મનુષ્યમાં હૃદય અને ફેફસાંને સ્થાને છે; અને જે પ્રમાણે આખા શરીરનાં ઇન્દ્રિયો અને અવયવો ભિન્નભિન્ન પ્રકારે હૃદય અને ફેફસાંમાંથી જીવન મેળવે છે, તે પ્રમાણે માનુષ જાતિનો જે ભાગ જ્યાં **શબ્દ** છે તે દેવાલયથી બહાર છે, અને જે તે મનુષ્યના અવયવોને સ્થાને છે, તે પણ જે દેવાલયની પાસે **શબ્દ** છે, તેમાંથી પોતાનું જીવન પ્રાપ્ત કરે છે. જેઓ તે દેવાલયથી દૂર છે તેમની સાથે **શબ્દ** વડે સ્વર્ગનો સંયોગ પ્રકાશની સાથે પણ સરખાવી શકાય, જે એક મધ્યમાંથી દરેક દિશામાં ફેલાય છે; કારણકે **શબ્દમાં** ઈશ્વરી પ્રકાશ છે, અને **સ્વામી** સ્વર્ગ સહિત એ પ્રકાશમાં વર્તમાન છે, અને એ વડે જેઓ દૂર છે તેમને પણ પ્રકાશ મોકલી આપે છે. * * * (૩૦૮.)

* * *

૨૩૯. મેં કેટલીક વાર **શબ્દ** સંબંધી દેવોની સાથે વાતચિત કીધી છે, અને તેમને કહ્યું છે, કે કેટલાએક તેની સરલ શૈલી માટે તેનો તિરસ્કાર કરેછે; કે તેના આંતર અર્થ સંબંધી

કશું જણાયેલું નથી, અને કે તેટલા માટે આવું ઊંચું જ્ઞાન તેની અંદર ગુપ્ત રહેલું છે, એમ કોઇ માનતું નથી. દેવોએ જવાબ આપેલો, કે " શબ્દની શૈલી અક્ષરાર્થમાં સરલ હોવા છતાં એવા લક્ષણની છે કે બીજી કોઇ પણ શૈલી કરતાં અતિશય વધારે સરસ છે; કારણકે માત્ર તેના સામાન્ય અર્થમાં નહીં પણ દરેક શબ્દમાં સુદ્ધાં ઈશ્વરી જ્ઞાન ઢંકાયેલું છે; અને સ્વર્ગ એ જ્ઞાનમાંથી પ્રકાશ મેળવે છે. " * * * (૩૧૦.)

---

## स्वर्ग अने नरक मानुप जातिमांथी छे.

૨૦૪. સ્વર્ગ અને નરક માનુષ જાતિમાંથી છે, એ ક્રિશ્ચિયન દુનિયામાં બિલકુલ અજાણ્યું છે, કારણકે એમ મનાય છે, કે દેવો પ્રારંભથી તેવા સૃજાયેલા હતા, અને કે આ સ્વર્ગનું કારણ હતું; અવપતિત અથવા શૈતાન એક પ્રકાશનો દેવ હતો, જે બળવાખોર થયેલો, અને તેના આશ્રિતો સાથે સ્વર્ગમાંથી નીચે નખાયેલો, અને કે આ નરકનું કારણ હતું. * * * તેટલા માટે તેઓ એમ કહેવાને મને ઇચ્છા કરે છે, કે સમગ્ર સ્વર્ગમાં એક પણ એવો દેવ નથી, કે જે પ્રારંભથી તેવો સૃજાયેલો હોય, તેમ નરકમાં એવો કોઇ અવપતિત નથી, કે જે પ્રકાશનો દેવ સૃજાયેલો હોય, અને પાછળથી ત્યાં નખાયેલો હોય; પણ કે સ્વર્ગ અને નરક બન્નેમાં બધા માનુષ જાતિમાં-

થી છે, કે દેવો તે માણસો હતા, કે જેઓ દુનિયાની અંદર સ્વર્ગીય સ્નેહ અને આસ્થામાં જીવેલા, અને કે અવપતિતો તે મનુષ્યો હતા, કે જેઓ નારકી સ્નેહ અને આસ્થામાં. તેમણે એમ પણ કહેલું, કે આખું નરક સમૂહમાં અવપતિત અને શેતાન કહેવાય છે; * * *. (૩૧૧.)

૨૪૧. * * * તેટલા માટે, રખેને જેઓ આવા વિચારોને ધારણ કરે છે,–અને જેઓ તેમના દુનિયાના જ્ઞાનમાંથી ભણેલા અને સુજ્ઞ કહેવાય છે તેઓમાંના ઘણા આવા છે,–તેઓ–હજી પણ જેઓ આસ્થા અને હૃદયમાં સરલ છે તેમને વિમાર્ગે દોરે, અને પરમેશ્વર, સ્વર્ગ, અને પરજીવન, અને આના પર આધાર રાખતા બીજા વિષયો સંબંધી નારકી અજ્ઞાનને અંદર લાવે, તેટલા માટે મારા જીવનાં આંતરો સ્વામી વડે ઉઘડાયાં છે, અને આ પ્રમાણે જેમને શરીરના જીવનમાં મેં કોઇ પણ વખત જાણ્યા હોય તેવા બધાઓની સાથે તેમના મૃત્યુ પછી વાતચિત કરવાનું મને મળેલું છે. કેટલાએકની સાથે મેં દિવસો સુધી વાતચિત કીધી છે, બીજાઓની સાથે મહિનાઓ સુધી, અને ત્રીજાઓની સાથે એક વર્ષ સુધી. મેં બીજા પણ એટલા બધા વિદેહ મનુષ્યોની સાથે વાતચિત કીધી છે, કે તેમને હું એક લાખ કહું તો વધારે ન કહેવાય, જેમાંના ઘણા સ્વર્ગોમાં હતા, અને ઘણા નરકોમાં. કેટલાએકની સાથે મેં તેમના દેહમોક્ષ પછી બે દિવસે પણ વાતચિત કીધેલી, અને તેમને કહેલું, કે "અત્યારે

તમારા દફનને માટે તૈયારીઓ થાય છે;" * * * અને તેમણે મને એમ કહેવાની વિનંતી કીધેલી, કે તેઓ મરી ગયેલા નથી, પણ જીવતા છે; કે તેઓ પહેલાંની માફક ખરેખરા મનુષ્ય છે; કે તેઓ માત્ર એક દુનિયામાંથી બીજી દુનિયામાં ગયેલા છે; કે તેઓ પોતે કશું ખોયું છે એમ જાણતા નથી, કારણકે તેઓ પહેલાંના જેવા જ દરેક ઈન્દ્રિયવાળા શરીરમાં છે; કે તેઓ પહેલાંની માફક જ બુદ્ધિ અને ઈચ્છા વાપરે છે; અને કે તેમને દુનિયામાં થતાં તેવાંજ વિચારો, અનુરાગો, પ્રત્યક્ષો અને ઇચ્છાઓ થાય છે. * * * (૩૧૨.)

૨૪૨. સ્વામી માત્ર તેના જીવ પરત્વે નહીં, પણ તેના **શરીર** પરત્વે સુદ્ધાં ફરી ઉઠેલો, કારણકે જ્યારે તે દુનિયામાં હતો, ત્યારે તેણે તેની આખી **માનુષતાને** પ્રદીપ્ત કીધેલી, અર્થાત્, તેણે તે ઈશ્વરી કીધેલી; કારણકે **પિતામાંથી** તેને જે આત્મા મળેલો તે **ઐશ્વર્ય** પોતે હતો, અને તેનું શરીર આત્માનું પ્રતિરૂપ બનાવાયું હતું, એટલે કે પિતાનું, અને તેટલા માટે ઈશ્વરી પણ. આમ હોવાને લીધે કોઈ પણ મનુષ્યના કરતાં જૂદી રીતે તે આત્મા અને શરીર બન્ને પરત્વે ફરી ઉઠેલો, જે તેણે તેના શિષ્યોને પણ પ્રકટ કીધેલું, જેમણે તેને જોયેલો ત્યારે એવું ધારેલું, કે તેઓ એક જીવને જુએ છે, * * * "**મારા હાથ** અને **મારા** પગ જુઓ, કે હું પોતે છું : **મને** અડકો, અને જુઓ, કારણકે **મને** જેવાં માંસ અને અસ્થિ તમે જુઓ છો,

તેવાં જીવને નથી," લૂક, ૨૪: ૩૭–૩૯; જે શબ્દોથી તેણે જાહેર કીધેલું, કે તે માત્ર જીવ પરત્વે નહીં, પણ શરીર પરત્વે સુદ્ધાં મનુષ્ય હતો. (૩૧૬.)

*   *   *

---

## સ્વર્ગમાં દેવાલયની વહારની પ્રજાઓ.

૨૪૩. એ એક સાધારણ મત છે, કે જેઓ દેવાલયની બહાર જન્મે છે, અને મૂર્તિપૂજકો અથવા વિજાતીયો કહેવાય છે, તેઓ તારણ પામતા નથી, કારણકે તેમની પાસે **શબ્દ** નથી, અને આ પ્રમાણે તેઓ **સ્વામી** સંબંધી અજ્ઞાન છે, જેના વગર તારણ નથી; પણ એ નક્કી છે, કે તેઓ તારણ પામી શકે, કારણકે **સ્વામી**ની દયા સાર્વત્રિક છે, અને દરેક વ્યક્તિ સુધી વિસ્તરે છે; કારણકે દેવાલયની અંદરનાઓ—જેઓ પ્રમાણમાં થોડા છે તેઓ—ની માફક તેઓ પણ મનુષ્ય જન્મે છે, અને કારણકે તેઓ **સ્વામી** સંબંધી અજ્ઞાન છે તેમાં તેમનો દોષ નથી. * * * (૩૧૮.)

૨૪૪. *   *   * કારણકે સ્વર્ગ મનુષ્યની અંદર છે, અને જેમને પોતાની અંદર સ્વર્ગ છે તેઓ મૃત્યુ પછી સ્વર્ગમાં જાય છે. એક ઈશ્વરી સત્તાને કબૂલ કરવી, અને તેનાથી દોરાવું, એ મનુષ્યની અંદર સ્વર્ગ છે; કારણકે બધા ધર્મનું પ્રથમ અને મુખ્ય તત્ત્વ એક ઈશ્વરી સત્તાને કબૂલ કરવાનું છે, અને

એ સ્વીકાર વગર કોઇપણ ધર્મ વર્તી શકે નહીં. * * * (૩૧૯.)

* * *

૨૪૫. * * * આ હકીકત પરથી સ્પષ્ટ છે, કે લૂકમાં સ્વામીના નીચેના શબ્દો પ્રમાણે હાલના વિજાતીયો ક્રિશ્ચિયનોના કરતાં સ્વર્ગમાં વધારે સહેલાઈથી પેસે છે: " ત્યારે તેઓ પૂર્વમાંથી અને પશ્ચિમમાંથી આવશે, અને ઉત્તરમાંથી અને દક્ષિણમાંથી, અને પરમેશ્વરના રાજ્યમાં નીચે બેસશે: અને જુઓ, છેલ્લા છે તેઓ પહેલા થશે, અને પહેલા છે તેઓ છેલ્લા થશે, " ૧૩: ૨૯, ૩૦; * * *. (૩૨૪.)

* * *

---

## स्वर्गमां शिशुओ.

૨૪૬. કેટલાએક માને છે કે જે શિશુઓ દેવાલયમાં જન્મે છે તેઓ જ ફક્ત સ્વર્ગમાં દાખલ થાય છે, પણ જેઓ દેવાલયની બહાર જન્મેછે તેઓ નહીં; * * *.તેટલા માટે એ વિદિત થાઓ, કે દરેક બાળક, કોઇપણ સ્થાને તે જન્મેલું હોય,—કાંતો દેવાલયની અંદર અથવા બહાર, કાંતો ધાર્મિક માબાપનું, અથવા પાપી માબાપનું,—તો [illegible] મરણ પામે છે, ત્યારે સ્વામીથી ગૃહીત થાય છે, [illegible] કેળવાય

છે. ત્યાં તે ઇશ્વરી ક્રમ પ્રમાણે શિક્ષિત થાય છે, અને હિતના અનુરાગોથી રંજિત થાય છે, અને તેમના વડે સત્યની વિદ્યાઓથી; અને પછી જેમ તે બુદ્ધિ અને જ્ઞાનમાં પૂર્ણ થતો જાય છે તેમ તે સ્વર્ગમાં દાખલ થાય છે, અને દેવ બને છે. દરેક બુદ્ધિમાંથી વિચાર કરનાર મનુષ્ય જાણી શકે, કે કોઇ પણ મનુષ્ય નરકને માટે નહીં, પણ બધા સ્વર્ગને માટે જન્મે છે, અને કે જો નરકમાં જાય તો મનુષ્ય પોતે દોષમાં છે; પણ કે શિશુઓ દોષમાં હોઇ શકે નહીં. ( ૩૨૯. )

૨૪૭. જ્યારે શિશુઓ મરણ પામે છે, ત્યારે પરજીવનમાં પણ શિશુઓ રહે છે. તેમને તે જ બાલિશ મન, તે જ અજ્ઞાનમાં સરલતા, અને તે જ બધી વસ્તુઓમાં કોમલતા હોય છે. તેઓ માત્ર દૈવી સ્થિતિઓમાં પ્રવેશ કરાવનારી મૂલક સ્થિતિઓમાં હોય છે; કારણકે શિશુઓ દેવો નથી, પણ દેવો થાયછે. દરેક મનુષ્ય મૃત્યુ પછી પોતે પહેલાં દુનિયામાં જે સ્થિતિમાં હતો તેવી સ્થિતિમાં હોયછે; શિશુ શૈશવની સ્થિતિમાં, બાલક બાલ્યાવસ્થામાં, અને યુવા, પ્રૌઢ, અથવા વૃદ્ધ, યુવાવસ્થામાં, પ્રૌઢાવસ્થામાં; અથવા વૃદ્ધાવસ્થામાં; પણ દરેકની સ્થિતિ પછી બદલાય છે. શિશુઓની સ્થિતિ બીજા બધાની સ્થિતિથી ચડિયાતી છે, કારણ કે તેઓ સરલતામાં છે, અને પાપ હજી તેમનામાં ખરેખરા જીવન વડે સમૂલ થયેલું નથી; કારણકે સરલતા એવા સ્વભાવની છે, કે સ્વર્ગની બધી વસ્તુઓ તેમાં રોપી શકાય, કારણકે સરલતા આસ્થાના સત્યની સાથે સ્નેહના હિતની ગ્રાહક છે. ( ૩૩૦. )

૨૪૮. પરજીવનમાં શિશુઓની સ્થિતિ દુનિયામાં તેમની સ્થિતિના કરતાં ઘણી વધારે પૂર્ણ છે, કારણકે તેઓ પાર્થિવ શરીરથી આચ્છાદિત હોતાં નથી, પણ દેવોના જેવા શરીરથી. પાર્થિવ શરીર પોતામાં સ્થૂલ છે, અને તેનાં પહેલાં પ્રત્યક્ષો અને પહેલાં ચલનો તે આંતર અથવા માનસિક દુનિયામાંથી મેળવતું નથી, પણ બાહ્ય અથવા કુદરતી દુનિયામાંથી મેળવે છે; અને તેટલા માટે દુનિયામાં શિશુઓને ચાલતાં, અવયવો વાપરતાં, અને બોલતાં શીખવાની જરૂર પડે છે; અને તેમનાં ઇન્દ્રિયો, જેમ કે જોવાનાં અને સાંભળવાનાં ઇન્દ્રિયો સુદ્ધાં, તેમનામાં ઉપયોગથી ઉઘડાય છે; પણ પરજીવનમાં શિશુઓને તેમ નથી; કારણકે તેઓ જીવો છે, અને તેટલા માટે તરત આંતરો પ્રમાણે ક્રિયા કરી શકે છે. પહેલાં શીખ્યા વગર તેઓ ચાલે છે, અને બોલે પણ છે; પણ શરૂઆતમાં તેઓ વિચારમાં વિશિષ્ટ ન થયેલા સામાન્ય અનુરાગોમાંથી બોલે છે. થોડા વખતની અંદર તેઓ તેમાં પણ દાખલ થાય છે, અને તે તેઓ જલદી પ્રાપ્ત કરે છે, કારણ કે તેમનાં બાહ્યો તેમનાં આંતરોનાં સજાતીય છે. * * * (૩૩૧.)

૨૪૯. શિશુઓ મૃત્યુ પછી તરત ઉઠાડવામાં અને સ્વર્ગમાં લઇ જવામાં આવે છે, અને ત્યાં તેઓ એવી દેવીઓને સુપ્રત થાય છે, કે જેઓ શરીરના જીવનમાં શિશુઓને કોમલતાથી ચાહતી હોય, અને પરમેશ્વરને પણ. આ દેવીઓએ દુનિયામાં

બધાં શિશુઓને પોતાના જેવા સ્નેહથી ચાહેલાં હોવાને લીધે તેઓ તેમને પોતીકાં તરીકે સ્વીકારે છે; અને શિશુઓ પણ તેમનામાં રોપાયેલા અનુરાગમાંથી તેમને પોતાની માતાઓની માફક ચાહે છે. દરેક દેવીને તેના દૈવી માતૃસ્નેહની અપેક્ષા પ્રમાણે જોઇએ તેટલાં શિશુઓ સુપ્રત થાય છે. આ સ્વર્ગ દેવો સ્વામી તરફ જુએ છે તે રેખામાં કપાળની સામે ઉપર દેખાય છે; કારણકે બધાં શિશુઓ સ્વામીની સન્નિધ છાયામાં છે. તેઓ પ્રવાહ પણ સરલતાના અર્થાત્ ત્રીજા સ્વર્ગમાંથી ગ્રહણ કરે છે. (૩૩૨.)

૨૫૦. શિશુઓ ભિન્નભિન્ન સ્વભાવનાં હોય છે; કેટલાંએક જ્ઞાની દેવોના સ્વભાવનાં, અને કેટલાંએક સ્નેહી દેવોના સ્વભાવનાં. જેઓ સ્નેહી લક્ષણનાં હોય છે તેઓ ઉપર કહેલા સ્વર્ગમાં જમણી બાજુએ દેખાય છે, અને જેઓ જ્ઞાની લક્ષણનાં હોય છે તેઓ ડાબી બાજુએ. ભવ્ય મનુષ્ય—જે સ્વર્ગ છે તે—ની અંદર બધાં શિશુઓ નેત્રના પ્રદેશમાં છે; જો તેઓ જ્ઞાની લક્ષણનાં હોય તો ડાબા નેત્રના પ્રદેશમાં, અને જો સ્નેહી લક્ષણનાં હોય તો જમણા નેત્રના પ્રદેશમાં; કારણકે સ્વામી જ્ઞાની રાજ્યના દેવોને ડાબી આંખની આગળ દેખાય છે, અને સ્નેહી રાજ્યના દેવોને જમણી આંખની આગળ (જુઓ ઉપર, ક. ૯૯). શિશુઓ ભવ્ય મનુષ્ય અથવા સ્વર્ગમાં નેત્રના પ્રદેશમાં છે, તે કારણથી એ સ્પષ્ટ છે, કે તેઓ સ્વામીની સન્નિધ દિ

અને છાયામાં છે. ( ૩૩૩. )

* * *

૨૫૧. શિશુઓ કોઇ પણ પદાર્થો જુએ છે, ત્યારે તેમને તે કેવા પ્રકારના દેખાય છે, એ પરજીવનની એક પરિચિત પદ્ધતિથી મને બતાવવામાં આવ્યું હતું. દરેક પદાર્થ સૂક્ષ્મમાં સૂક્ષ્મ હોય તે પણ, તેમને સજીવ હોય તેમ દેખાય છે, અને તેટલા માટે બાલિશ વિચારના દરેક તર્કમાં જીવન હોય છે. * * * ( ૩૩૮).

૨૫૨. ઉપર કહેલું છે, કે શિશુઓ કાંતો સ્નેહી અથવા જ્ઞાની સ્વભાવનાં હોય છે. તેઓ સહેલાઇથી ઓળખાય છે, કારણ-કે સ્નેહીઓ જ્ઞાનીઓના કરતાં વધારે કોમલતાથી વિચારે છે, બોલે છે, અને ક્રિયા કરે છે, એટલે કે સ્વામી અને બીજાં શિશુઓ તરફના સ્નેહના હિતમાંથી જે વહે છે તે સિવાય બીજું ભાગ્યે જ તેમનાં વર્તન અને વચનમાં દેખાય છે; પણ જ્ઞાનીઓ તેટલી બધી કોમલતા બતાવતાં નથી, અને તેઓ જે કંઇ કરે છે તેમાં અમુક તરલ લક્ષણ તર્યા કરે છે. આ તેમના ક્રોધ ઉપરથી પણ સ્પષ્ટ થાય છે, અને બીજાં ચિહ્નો ઉપરથી. ( ૩૩૯. )

૨૫૩. ઘણા માણસો ધારે, કે સ્વર્ગમાં દેવોની અંદર શિશુઓ હંમેશાં શિશુઓ રહે છે; અને જેઓ દેવત્વ શું છે એ જાણતા નથી, તેઓ દેવાલયોમાં કોઇવાર જે મૂર્તિઓ જોવામાં આવે છે તે ઉપરથી આ મતિમાં સમર્થિત થઇ શકે, કારણકે તે મૂર્તિઓમાં દેવોને શિશુઓ તરીકે દેખાડેલા હોય છે; પણ હકીક-

ત કેવળ જૂઠી છે. બુદ્ધિ અને જ્ઞાન વડે દેવ થાય છે, અને જ્યાં સુધી શિશુઓ બુદ્ધિ અને જ્ઞાનની બહાર હોય છે, ત્યાં સુધી જો કે તેઓ દેવોના સમાગમમાં વસે છે, તોપણ દેવો નથી; પણ જ્યારે તેઓ બુદ્ધિમાન અને જ્ઞાની થાય છે, ત્યારે પહેલવહેલા તેઓ દેવ થાય છે. * * * જે તેમનાં મનોને પોષે છે, તે સમરૂપમાંથી તેમનાં શરીરોને પણ પોષે છે; કારણકે શરીરનું રૂપ માત્ર આંતરોનું બાહ્ય રૂપ છે. એમ કહેવું જોઇએ. કે જે શિશુઓ સ્વર્ગમાં મોટાં થાય છે તેઓ તરુણ યુવાવસ્થાથી આગળ જતાં નથી, પણ હમેશાં એ સ્થિતિમાં રહે છે; અને મને આની ખાત્રી થાય, તેટલા માટે મને કેટલાએકની સાથે વાતચિત કરવાનું પ્રાપ્ત થયેલું છે, જેઓ સ્વર્ગમાં શિશુઓ તરીકે કેળવાયાં હતાં, અને ત્યાં મોટાં થયાં હતાં. * * * (૩૪૦.)

* * *

૨૫૪. આ ઉદાહરણો પરથી એ સ્પષ્ટ છે, કે સ્વર્ગમાં શિશુઓની કેળવણી સત્યના બોધ અને હિતના જ્ઞાન વડે દૈવી ઉત્-[illegible]ની અંદર તેમના પ્રવેશ પામવામાં રહેલી છે; પણ દૈવી [illegible] સ્વામી તરફ સ્નેહ અને પરસ્પરનો સ્નેહ છે, અને એ [illegible] સરલતા છે. દુનિયા ઉપર ઘણા દાખલાઓમાં બાલકોની [illegible] કેવી વિરુદ્ધ છે, તે એક દાખલામાંથી દેખાશે. હું એક [illegible] રની એક શેરીમાં હતો, અને નાના છોકરાઓને [illegible]

કતા જોતો હતો, અને તેમની આસપાસ જે સાથ એકઠો થયો હતો તેમને એ દેખાવ અતિશય ગમતો હતો; અને મને ખબર મળેલી કે માતાપિતાઓ જ છોકરાંઓને એ પ્રમાણે લડવાને ઉશ્કેરે છે. * * * તેટલા માટે જે માતાપિતાઓ પોતાનાં બાલકોનું હિત ચાહતાં હોય તેમણે આવી ક્રિયાઓની સામે સાવચેત રહેવું. (૩૪૪.)

૨૫૫. * * * ઉપરાંત, શિશુઓ પોતે દુનિયામાં જન્મેલાં હતાં એ જાણતાં નથી, અને તેટલા માટે ધારે છે કે તેઓ સ્વર્ગમાં જન્મેલાં છે; અને આ કારણથી તેઓ * * * હિત અને સત્યની વિદ્યાઓ વડે થતા માનસિક જન્મ સિવાય બીજા કશા જન્મનું કશું જાણતાં નથી; અને આ તત્ત્વો **સ્વામી**માંથી છે, તેટલા માટે તેઓ માને છે, અને માનવાને ચાહે છે, કે તેઓ **સ્વામી**નાં પોતાનાં બાલકો છે. તોપણ જે મનુષ્યો પૃથ્વી ઉપર મોટાં થાય છે તેમની સ્થિતિ જે શિશુઓ સ્વર્ગમાં મોટાં થાય છે તેમના જેવી જ પૂર્ણ થઈ શકે, જો તેઓ શારીરિક અને પાર્થિવ સ્નેહો—જે પોતાના અને દુનિયાના સ્નેહો છે તે—ને દૂર કરે, અને તેમને સ્થાને માનસિક સ્નેહો ગ્રહણ કરે તો. (૩૪૫.)

---



# स्वर्गमां ज्ञानीओ अने अल्पज्ञानीओ.

*  *  *

૨૫૬. સ્વર્ગીય બુદ્ધિ આંતર બુદ્ધિ છે, અને દુનિયાની અંદર કે સ્વર્ગની અંદર દીપ્તિની ખાતરના નહીં, પણ સત્યની પોતાની ખાતરના સત્યના સ્નેહમાંથી પ્રભવે છે, જે આંતર અનુરાગ અને સુખને ઉત્તેજિત કરે છે. જેઓ સત્યથી પોતાથી પ્રકૃત અને હર્ષિત થાય છે, તેઓ સ્વર્ગના પ્રકાશથી પ્રકૃત અને હર્ષિત થાય છે; અને જેઓ સ્વર્ગના પ્રકાશથી પ્રકૃત અને હર્ષિત થાય છે, તેઓ ઈશ્વરી સત્યથી, અને સ્વામીથી પોતાથી પણ પ્રકૃત અને હર્ષિત થાય છે; કારણકે સ્વર્ગનો પ્રકાશ ઈશ્વરી સત્ય છે, અને ઈશ્વરી સત્ય સ્વર્ગમાં સ્વામી છે ( જુઓ ઉપર ક. ૧૦૫ થી ૧૧૭). આ પ્રકાશ મનનાં આંતરોમાં જ પ્રવેશ કરે છે,—કારણકે મનનાં આંતરો તેને ગ્રહવાને રૂપિત થયેલાં છે,—અને તે પેસતાં તેમને પ્રકૃત અને હર્ષિત કરે છે, કારણકે જે કંઈ સ્વર્ગમાંથી વહે છે અને ગ્રહીત થાય છે, તે પોતાની અંદર હર્ષ અને આનંદને ધારણ કરે છે. આમાંથી સત્યનો ખરો અનુરાગ આવે છે, જે સત્યનો તેની પોતાની ખાતર અનુરાગ છે; અને જેઓ તે અનુરાગમાં છે, * * * તેઓ સ્વર્ગીય બુદ્ધિમાં છે, અને સ્વર્ગમાં જાણે કે આકાશની પ્રભાથી ઝળકે છે. * * * (૩૪૭.)

૨૫૭. જેમણે સત્યને અને હિતને તેમની પોતાની ખાતર

ચાહેલાં હોય છે તે બધા સ્વર્ગમાં ગ્રહીત થાય છે: જેમણે ઘણું ચાહેલું હોય તેઓ જ્ઞાની કહેવાય છે; અને જેમણે થોડું ચાહેલું હોય તેઓ અલ્પજ્ઞાની. સ્વર્ગમાં જ્ઞાનીઓ મોટા પ્રકાશમાં છે, પણ અલ્પજ્ઞાનીઓ ઓછા પ્રકાશમાં છે; અને દરેક સાધુતા અને સત્યના પોતાના સ્નેહની કોટિ પ્રમાણે પ્રકાશમાં છે. સત્ય અને હિતને તેમની પોતાની ખાતર ચાહવું, એ તેમને ઇચ્છવું અને કરવું છે; કારણકે જેઓ ઇચ્છે છે અને કરે છે તેઓ ચાહે છે, પણ જેઓ ઇચ્છતા નથી અને કરતા નથી તેઓ નહીં. જેઓ ઇચ્છે છે અને કરે છે તેઓ સ્વામીને ચાહે છે, અને સ્વામીથી ચહાય છે; કારણકે સાધુતા અને સત્ય સ્વામીમાંથી છે, અને તેઓ સ્વામીમાંથી છે, એ કારણથી તેઓમાં સ્વામી છે; અને તેટલા માટે, જેઓ હિત અને સત્યને ઇચ્છીને તથા કરીને તેમને પોતાના જીવનમાં ગ્રહે છે, તેમની સાથે પણ તે છે. * * *
સ્વામીથી ચહાવાનો અર્થ સ્વામીને ચાહવાનો પણ થાય છે; કારણકે સ્નેહ પરસ્પર છે, અને જે ચહાય છે, તેને સ્વામી ચાહવાની શક્તિ આપે છે. (૩૫૦.)

૨૫૮. ખરાં બુદ્ધિ અને જ્ઞાન શું સાચું અને સારું છે તે અને તે વડે શું ખોટું અને શું નઠારૂં છે તે જોવામાં અને અનુભવવામાં રહેલાં છે, અને અંતર્જ્ઞાન તથા આંતર અનુભવથી તેમને એકબીજામાંથી ખરી રીતે ઓળખવામાં. * * * (૩૫૧.)

* * * *

—※○※—

# સ્વર્ગમાં તવંગરો અને ગરીબો.

૨૫૯. સ્વર્ગમાં ગ્રહણ થવા સંબંધી ભિન્નભિન્ન મતો છે. કેટલાએક ધારેછે કે ગરીબો ગ્રહીત થાય છે, અને તવંગરો નહીં; બીજાઓ કે તવંગરો અને ગરીબો બન્ને ગ્રહીત થાય છે; અને ત્રીજાઓ કે જ્યાં સુધી તવંગરો પોતાની દોલત ત્યાગીને ગરીબ જેવા થાય નહીં ત્યાં સુધી તેઓ ગ્રહીત થઈ શકે નહીં, અને દરેક પોતાના મતનું શબ્દમાંથી સમર્થન કરે છે; પણ જેઓ સ્વર્ગ માટેની યોગ્યતાના સંબંધમાં તવંગરો અને ગરીબો વચ્ચે ભેદ કરે છે તેઓ શબ્દ સમજતા નથી. શબ્દ તેના હૃદયમાં માનસિક છે, પણ અક્ષરમાં કુદરતી છે; અને તેટલા માટે જેઓ શબ્દને માત્ર કુદરતી અર્થ પ્રમાણે ગ્રહણ કરેછે, * * * તેઓ ઘણે સ્થાને ભૂલેલા છે, અને ખાસ કરીને તવંગરો અને ગરીબોના સંબંધમાં: કારણકે તેઓ ધારે છે, કે જેવું કોઈ ઊંટને સોયના નાકામાંથી નિકળવું મુશ્કેલ છે, તેવું તવંગરોને સ્વર્ગમાં જવું મુશ્કેલ છે; અને કે ગરીબોને ગરીબો હોવાના કારણથી એ સહેલું છે, કારણકે એ કહેલું છે, કે "ગરીબો સુખિત છે, કારણકે તેઓનું સ્વર્ગનું રાજ્ય છે," લૂક, ૬: ૨૧, ૨૨: પણ જેઓ શબ્દના માનસિક અર્થ સંબંધી કંઈ પણ જાણે છે તેઓ જુદા મતના છે. તેઓ જાણે છે, કે જેઓ આસ્થા અને સ્નેહનું જીવન જીવે છે તે બધાને માટે સ્વર્ગ યોજાએલું છે, પછી તે

તવંગર હોય કે ગરીબ હોય; પણ શબ્દમાં 'તવંગર' અને 'ગરીબ'થી કોણ બોધાયા છે તે જે પાછળ આવેછે તેમાં દેખાડવામાં આવશે. * * * તવંગરો અને ગરીબો બન્ને સ્વર્ગમાં ગયેલા છે, અને તવંગરોમાંના ઘણા ગરીબોના કરતાં વધારે દીપ્તિ અને સુખ ભોગવે છે. ( ૩૫૭. )

૨૬૦. પ્રારંભમાં એ જણાવવું ઘટે છે, કે મનુષ્યને પ્રસંગ મળે તે પ્રમાણે દોલત મેળવવાની અને એકઠી કરવાની રજા છે, માત્ર જો તે તેને મેળવવાને કશી લુચ્ચાઇ કે પાપી યુક્તિ ન વાપરે તો; કે તે સારૂં ખાઇ અને પી શકે, માત્ર જો તે આવી વસ્તુઓમાં પોતાનું જીવન ન જીવે તો; સમાજમાં તેની પદવી પ્રમાણે ભવ્ય પ્રકારે વસી શકે; બીજાઓ કરેછે તે પ્રમાણે બીજાઓની સાથે વાતચિત કરી શકે; ગમ્મતની જગ્યાઓમાં જઇ શકે; દુનિયાની વાતો સંબંધી બોલી શકે, અને કે તેને ધાર્મિક દેખાવ ધારણ કરવાની, દિલગીર અને શોકાતુર વદન રાખવાની, અને માથું નમાવી રાખવાની કશી જરૂર નથી; તેમ અનુરાગથી ચલિત થાય તે વગર તેને ગરીબોને આપવાની ફરજ પડતી નથી. એક શબ્દમાં, મનુષ્ય બહારથી બરાબર દુનિયાના મનુષ્યની માફક જીવી શકે; અને આવા વર્તનથી તેના સ્વર્ગની અંદર જવામાં પ્રતિરોધ થશે નહીં, માત્ર જો તે સ્વામીને માટે અંદરથી યોગ્ય રીતે વિચાર કરતો હોય, અને પોતાના પડોશીની સાથે નિર્દોષતાથી અને ન્યાયથી વર્તતો હોય તો; કારણ કે મનુષ્ય પોતાના અનુરાગ

અને વિચારના અથવા સ્નેહ અને આસ્થાના સરખા જ ગુણનો હોય છે. * * * (૩૫૮.)

૨૬૧. મનુષ્ય બહારથી બીજાઓની માફક જીવી શકે; તવંગર થઇ શકે, * * * સુંદર ઘરમાં વસી શકે, અને પોતાનાં પદવી અને કામ પ્રમાણે ભવ્ય વસ્ત્રો પહેરી શકે; * * * તે પરથી એ સ્પષ્ટ છે, કે સ્વર્ગના માર્ગમાં પેસવું એ કેટલાએક ધારે છે તેવું મુશ્કેલ નથી. મુશ્કેલી માત્ર પોતાના સ્નેહની અને દુનિયાના સ્નેહની સામે થઇ શકવાની અને તેમનું પ્રાધાન્ય અટકાવવાની છે; કારણકે તેઓ બધાં પાપનાં કારણ છે; સ્વર્ગના માર્ગમાં પેસવું એ સામાન્યતઃ મનાય છે તેવું મુશ્કેલ નથી, એ **સ્વામીના** આ શબ્દો ઉપરથી સ્પષ્ટ છેઃ "મારી પાસેથી શીખો, કારણકે હું હૃદયનો સૌમ્ય અને નમ્ર છું; અને તમને તમારા આત્માઓમાં વિશ્રામ મળશે; કારણકે મારી ધુરા સહેલી છે, અને મારો ભાર હલકો છે," મેથ્યુ, ૧૧: ૨૯, ૩૦. **સ્વામીની** ધુરા સહેલી અને તેનો ભાર હલકો છે, કારણકે જે પ્રમાણમાં મનુષ્ય પોતાના સ્નેહ અને દુનિયાના સ્નેહમાંથી પ્રસરતાં પાપોની સામે થાય છે, તે પ્રમાણમાં તે **સ્વામીથી** દોરાય છે, અને પોતાથી નહીં; અને કારણકે **સ્વામી** પછી મનુષ્યમાં એ પાપોની સામે થાય છે અને તેમને દૂર કરે છે. (૩૫૯.)

૨૬૨. * * * દુનિયાના સાધન વગર મનુષ્ય

સ્વર્ગને માટે રૂપિત થઇ શકે નહીં. ત્યાં છેલ્લાં પરિણામો વર્તે છે, જે અનુરાગના પ્રાંતો છે; કારણકે જો અનુરાગ ક્રિયા ન કરે, અથવા કર્મમાં પોતાને ન રેડે, * * * તો તે રોધાય છે, અને છેવટે * * * મનુષ્ય પોતાના પડોશીને બિલકુલ નહીં પણ માત્ર પોતાને જુએ છે. આ પરથી સ્પષ્ટ છે, કે આપણા પડોશી તરફ દયાનું જીવન,—જે દરેક કામ અને દરેક વ્યવહારમાં જે યોગ્ય અને ખરૂં હોય તે કરવામાં રહેલું છે,– તે સ્વર્ગ તરફ દોરે છે, પણ કે દયાના જીવન વગરનું * * * જીવન સ્વર્ગ તરફ દોરતું નથી; ફલિત થાય છે, કે દયાની પ્રવૃત્તિઓ અને તેમના વડે દયાના જીવનની વૃદ્ધિ જે પ્રમાણમાં મનુષ્ય કોઈ વ્યાપારની અંદર રોકાયલો હોય તે પ્રમાણમાં જ વર્તી શકે; અને કે જે પ્રમાણમાં તે પોતાને વ્યાપારથી દૂર કરે તે પ્રમાણમાં તેઓ વર્તતી બંધ પડે છે.* * * (૩૬૦.)

* * *

૨૬૩. ગરીબો પોતાની ગરીબાઇને લીધે નહીં પણ પોતાના જીવનને લીધે સ્વર્ગમાં જાય છે. કારણકે મનુષ્ય તવંગર હોય કે ગરીબ હોય, પણ તેનું જીવન તેને અનુગમે છે; * * *. ઉપરાંત ગરીબાઈ દોલતના જેટલી જ મનુષ્યોને લલચાવે છે અને સ્વર્ગથી વિમુખ કરે છે; કારણકે ઘણા ગરીબો પોતાની સ્થિતિથી સંતુષ્ઠ નથી; પણ ઘણી વસ્તુઓના લોભી છે, અને દ્રવ્યોને ખરાં સુખો માને છે. તેટલા

માટે, તે તેમને ન મળે તો તેઓ ક્રુદ્ધ થાય છે, અને ઈશ્વરી પૂર્વદૃષ્ટિ સંબંધી પાપી વિચારો ધારણ કરે છે. * * * મેં કેટલાએક જેઓ ખેડુતો અને સમાજના નીચેના વર્ગોના અવયવો હતા તેમની સાથે વાત કીધી છે, કે જેઓ,—જ્યારે દુનિયામાં જીવતા ત્યારે—પરમેશ્વરમાં માનતા,* * *.તેમણે "દયા" અને "આસ્થા" ના સ્વભાવ સંબંધી પૂછેલું, કારણકે તેઓ સત્ય જાણવાના અનુરાગમાં હતા, અને કારણકે તેમણે દુનિયામાં આસ્થા સંબંધી અને પરજીવનમાં દયા સંબંધી ઘણી વસ્તુઓ સાંભળેલી; અને તેટલા માટે તેમને કહેવાયલું, કે દયા જીવનની સાથે જોડાયેલી અને આસ્થા સિદ્ધાંતની સાથે જોડાયેલી દરેક વસ્તુ છે; કે તેટલા માટે દયા દરેક કામમાં જે યોગ્ય અને ખરૂં છે તે ઈચ્છવા અને કરવામાં, અને આસ્થા યોગ્ય અને ખરી રીતે વિચારવામાં રહેલી છે; કે આસ્થા અને દયા સિદ્ધાંત અને તે પ્રકારના જીવનની અથવા વિચાર અને ઇચ્છાની માફક એકબીજાંનો યોગ કરે છે; કે જ્યારે મનુષ્ય પોતે જે યોગ્ય અને ખરી રીતે વિચારે છે તેને ઇચ્છે અને કરે પણ છે, ત્યારે આસ્થા દયા થાય છે, અને કે ત્યારે દયા અને આસ્થા બે નહીં પણ એક છે.* * * (૩૬૪.)

૨૬૪. આ * * * ઉપરથી એ સ્પષ્ટ છે, કે જેવા ગરીબો તેવા તવંગરો પણ સ્વર્ગમાં જાય છે, * * *; પણ શબ્દ સમજાયો નથી, * * * એ કારણથી ગ-

રીબો સહેલાઈથી અને તવંગરો મુશ્કેલીથી પ્રવેશ પામે છે એવું મનાયું છે. શબ્દમાં * * * "તવંગરો"થી માનસિક અર્થમાં હિત અને સત્યની પુષ્કળ વિદ્યાઓવાળા બોધાય છે; તથા જેઓ—આ પ્રમાણે જ્યાં શબ્દ છે તે—દેવાલયની અંદર છે તેઓ; અને "ગરીબો" થી જેઓ આ વિદ્યાઓથી રહિત હોઈને છતાં તેમને ઇચ્છતા હોય તેઓ, તથા જેઓ—આ પ્રમાણે દેવાલયની બહાર, કે જ્યાં શબ્દ જણાયેલો નથી ત્યાં, છે—તેઓ. જે "તવંગર માણસે રાતાં અને બારીક શણનાં કપડાં પહેર્યાં હતાં," અને જે નરકમાં નખાયો હતો, તેથી યાહુદી પ્રજા બોધાય છે, જે શબ્દ પાસે હોવાને લીધે "તવંગર" કહેવાયેલી છે, અને જે એ દ્વારા હિત અને સત્યની વિદ્યાઓવાળી હતી. લાલ કપડાંથી હિતની વિદ્યાઓ પણ બોધાય છે, અને બારીક શણનાં કપડાંથી સત્યની વિદ્યાઓઃ પણ "જે ગરીબ માણસ દરવાજે સૂતો હતો, અને તવંગર માણસના ટેબલ ઉપરથી પડેલા કકડાઓ વડે ભરાવાને ઇચ્છતો હતો, અને જે દેવો વડે સ્વર્ગમાં લઇ જવાયેલો," તેથી વિદેશીઓ બોધાયાં છે, કે જેમની પાસે હિત અને સત્યની વિદ્યા ન હતી, અને છતાં જેઓ તેમને ઇચ્છેતા હતા. લૂક, ૧૬: ૧૯, ૩૧. * * * (૩૬૫.)

## સ્વર્ગમાં લગ્નો.

૨૬૫ સ્વર્ગ મનુષ્ય જાતિમાંથી છે, તેટલા માટે સ્વર્ગના દેવો બન્ને જાતિમાંના છે, અને સૃષ્ટિથી એવું નિર્મિત થયું હતું કે સ્ત્રી પુરુષને માટે જોઇએ, અને પુરુષ સ્ત્રીને માટે, અને આ પ્રમાણે, કે દરેક એકબીજાનાં થવાં જોઇએ; અને એમ થવું જોઇએ એવો સ્નેહ બન્નેમાં અંતર્ગત છેઃ તેટલા માટે એ ફલિત થાય છે, કે જેમ પૃથ્વી ઉપર તેમ સ્વર્ગમાં લગ્નો છે; પણ તેમનો સ્વભાવ ઘણો જૂદો છે. હું તેટલા માટે સ્વર્ગનાં લગ્નોનો સ્વભાવ અને ગુણ સમજાવીશ, અને શામાં તેઓ પૃથ્વીનાં લગ્નોથી અસમાન છે અને શામાં સમાન છે તે બતાવીશ. (૩૬૬.)

૨૬૬. સ્વર્ગોમાં લગ્ન બે મનોનો એકમાં સંયોગ છે, અને આ સંયોગનો સ્વભાવ સમજાવાશે. મનમાં બે ભાગો રહેલા છે, જેમાંનો એક બુદ્ધિ કહેવાય છે, અને બીજો ઇચ્છા; અને જ્યારે આ બે ભાગો એકતામાં કામ કરે છે, ત્યારે તેઓ એક મન કહેવાય છે. સ્વર્ગમાં પતિ મનનો જે ભાગ બુદ્ધિ કહેવાય છે તેની માફક કામ કરે છે, અને પત્ની જે ઇચ્છા કહેવાય છે તેની માફક; અને જ્યારે આ સંયોગ, કે જે માનસિક છે, તે શરીરનાં ઉતરતાં તત્વોમાં ઉતરે છે, ત્યારે તે સ્નેહ તરીકે પ્રતીત અને અનુભૂત થાય છે; અને એ સ્નેહ લગ્નસ્નેહ છે. આ પરથી એ

સ્પષ્ટ છે, કે લગ્નસ્નેહ બે મનોના એક મનમાંના સંયોગમાંથી પ્રભવે છે. અને આ સ્વર્ગમાં ' સહસ્થાન ' કહેવાય છે; અને આવાંઓને માટે કહેવાય છે, કે તેઓ બે 'નહીં પણ એક છે. સ્વર્ગમાં તેટલા માટે બે લગ્ન દેવદેવી બે નહીં પણ 'એક દેવ' કહેવાય છે. ( ૩૬૭. )

૨૬૭. પતિ અને પત્નીનાં સર્વથી આંતર અથવા માનસિક તત્ત્વોમાં આ પ્રકારનો સંયોગ વર્તે છે, એ સૃષ્ટિના પોતામાંથી પરિણમે છે; કારણકે પુરુષ બુદ્ધિમાન થવાને જન્મેલો છે, અને આ પ્રમાણે બુદ્ધિમાંથી વિચારવાને; પણ સ્ત્રી ઇચ્છાવતી થવાને જન્મેલી છે, અને આ પ્રમાણે ઇચ્છામાંથી વિચારવાને; અને આ દરેકના વલણ અથવા સ્વભાવમાંથી સ્પષ્ટ છે; અને તેમનાં રૂપમાંથી પણ. તેમના સ્વભાવમાંથી, કારણકે પુરુષ વિચારમાંથી કામ કરે છે, પણ સ્ત્રી અનુરાગમાંથી, અને તેમનાં રૂપમાંથી, કારણકે પુરુષને વદન વધારે કઠિન અને ઓછું સુંદર, વાણીનો સ્વર વધારે ગંભીર, અને શરીર વધારે સશક્ત છે; પણ સ્ત્રીને વધારે કોમલ અને સુંદર વદન, વધારે મૃદુ અવાજનો સ્વર, અને વધારે નાજુક શરીર છે. એવોજ ભેદ બુદ્ધિ અને ઇચ્છાની વચ્ચે અથવા વિચાર અને અનુરાગની વચ્ચે છે; અને સત્ય તથા હિતની વચ્ચે, અને આસ્થા તથા સ્નેહની વચ્ચે પણ; કારણકે સત્ય અને આસ્થા બુદ્ધિનાં છે, તથા હિત અને સ્નેહ ઇચ્છાનાં છે; અને આ કારણને લીધે શબ્દની અંદર

'તરુણ પુરુષ' અને 'પુરુષ'થી માનસિક અર્થમાં સત્યની બુદ્ધિ બોધાય છે; તથા 'કન્યા' અને 'સ્ત્રી' થી હિતનો અનુરાગ; અને દેવાલય હિત અને સત્યના અનુરાગમાંથી 'સ્ત્રી' અને 'કન્યા' કહેવાય છે; અને જેઓ હિતના અનુરાગમાં છે તે બધા પણ 'કન્યાઓ' કહેવાય છે, જેમકે પ્રકાશન, ૧૬: ૪ માં. (૩૬૮.)

૨૬૮. દરેક મનુષ્યને બુદ્ધિ અને ઇચ્છા છે, પછી તે પુરુષ હો કે સ્ત્રી હો; પણ બુદ્ધિ પુરુષમાં પ્રધાન છે, અને ઇચ્છા સ્ત્રીમાં, અને સામાન્ય લક્ષણ જે પ્રધાન હોય તેનાથી નિશ્ચિત થાય છે; પણ સ્વર્ગોનાં લગ્નોમાં કશું પ્રાધાન્ય નથી, કારણકે પત્નીની ઇચ્છા પતિની પણ ઇચ્છા છે, અને પતિની બુદ્ધિ પત્નીની પણ બુદ્ધિ છે; કારણકે દરેક ઇતર જેમ ઇચ્છે અને વિચારે તેમ ઇચ્છવાને અને વિચારવાને ચાહે છે, * * * ; અને આમ હોવાને લીધે તેમનો એકમાં સંયોગ છે. આ સંયોગ વાસ્તવિક સંયોગ છે; કારણકે પત્નીની ઇચ્છા પતિની બુદ્ધિમાં પ્રવેશ કરે છે, અને પતિની બુદ્ધિ પત્નીની ઇચ્છામાં, વિશેષે કરીને તેઓ એક બીજાના વદનમાં જુએ ત્યારે; કારણકે વારંવાર કહેવાયેલું છે તે પ્રમાણે સ્વર્ગોમાં વિચારો અને અનુરાગોનું સાધારણ્ય છે, અને વિશેષે કરીને લગ્ન દેવદેવીઓ વચ્ચે, કારણકે તેઓ એકબીજાને ચાહે છે. * * * (૩૬૯.)

૨૬૯. * * * લગ્નસ્નેહ સત્ય અને હિતનો

સંયોગ છે, કારણકે તે બુદ્ધિ અને ઇચ્છાનો સંયોગ છે; કારણકે બુદ્ધિ ઈશ્વરી સત્યને ગ્રહણ કરે છે, તથા સત્યોથી રૂપાય પણ છે; અને ઇચ્છા ઈશ્વરી હિતને ગ્રહણ કરે છે, તથા હિતોથી રૂપિત પણ થાય છે; કારણકે મનુષ્ય જે ઇચ્છે છે, તે તેને હિત છે; અને જે તે સમજે છે, તે તેને સત્ય છે.* * *(૩૭૦.)

૨૭૦. સ્વામીમાંથી પ્રસરતું ઐશ્વર્ય મુખ્યત્વે કરીને લગ્નસ્નેહમાં વહે છે, કારણકે લગ્નસ્નેહ હિત અને સત્યના સંયોગમાંથી ઉતરે છે; * * * ઈશ્વરી સ્નેહમાંથી ઈશ્વરી હિત પ્રસરે છે, અને ઈશ્વરી હિત દેવો અને મનુષ્યોથી ઇશ્વરી સત્યોમાં ગ્રહીત થાય છે; કારણકે સત્ય જ એક હિતનું પાત્ર છે, અને તેટલા માટે સ્વામી અને સ્વર્ગમાંથી જે પ્રસરે છે તે જે કોઇ સત્યોમાં ન હોય તેનાથી ગ્રહીત થઈ શકે નહીં. તેટલા માટે જે પ્રમાણમાં મનુષ્યમાં સત્યો હિતની સાથે જોડાય છે, તે પ્રમાણમાં તે સ્વામીની અને સ્વર્ગની સાથે જોડાય છે. આ જ લગ્નસ્નેહનું કારણ છે, અને તેટલા માટે એ સ્નેહ ઈશ્વરી પ્રવાહની ભૂમિકા છે, અને આને લીધે એવું છે, કે હિત અને સત્યનો સંયોગ સ્વર્ગમાં સ્વર્ગીય લગ્ન કહેવાય છે; કે શબ્દમાં સ્વર્ગ ' લગ્ન ' ની સાથે સરખાવવામાં આવ્યું છે, અને ' લગ્ન ' કહેવાયું પણ છે; અને કે સ્વામી ' વર ' અને ' પતિ ' કહેવાયો છે, તથા સ્વર્ગ અને દેવાલય ' વધૂ ' અને ' પત્ની. ' (૩૭૧.)

* * *

૨૭૧. * * * કોઇ પણ બે વસ્તુઓ હિત અને સત્યના કરતાં એક બીજાને વધારે ચાહતી નથી; અને તેટલા માટે એ સ્નેહ ખરા લગ્નસ્નેહનું કારણ છે. અસત્ય અને પાપ પણ એકબીજાંને ચાહે છે, પણ આ સ્નેહ પાછળથી નરક થાય છે. ( ૩૭૫. )

* * *

---

## स्वर्गमां देवोना उद्योगो.

* * *

૨૭૨. સ્વર્ગોમાં બધાં મંડલો તેમની સેવાઓ પ્રમાણે વિશિષ્ટ છે, કારણકે તેઓ તેમનાં હિતો પ્રમાણે વિશિષ્ટ છે, * * * અને તે હિતો ' કર્મમાં ' હિતો અથવા દયાનાં હિતો છે, કે જે ' ઉપયોગો ' છે. કેટલાંએક મંડલોની ફરજો શિશુઓની સંભાળ લેવામાં રહેલી છે; કેટલાંએકની તેઓ મોટાં થતાં જાય તેમ તેમને શીખવવાની અને કેળવવાની; * * *ઇત્યાદિ. દેવોના આ બધા ઉદ્યોગો તેમના દ્વારા સ્વામીથી થતા ઉદ્યોગો છે; કારણકે દેવો તેમને પોતાનામાંથી નહીં, પણ સ્વામીમાંથી કરે છે; અને આમ હોવાને લીધે શબ્દની અંદર આંતર અર્થમાં ' દેવો '.થી દેવો નહીં, પણ સ્વામીની કંઇ વસ્તુ બોધાય છે; અને એજ કારણને લીધે શબ્દમાં ' દેવો ' ને ' ઇશ્વરો ' કહેલા છે. ( ૩૯૧. )

* * * *

૨૭૩. * * * બધા દેવોને * * * તેમના કામ અને શ્રમમાં ઉપયોગના સ્નેહમાંથી પ્રભવતું સુખ લાગે છે, અને કોઇને પણ પોતાના સ્નેહમાંથી અથવા લાભમાંથી નહીં; તેમ કોઈ પણ નિર્વાહની ખાતર લાભની ઇચ્છાથી પ્રવૃત્ત થતો નથી, કારણકે જીવનનાં બધાં આવશ્યકો તેમને મફત અપાય છે, તેમનાં ઘરો, કપડાં, અને ભોજન. * * * (૩૯૩.)

* * * *

## स्वर्गनां हर्ष अने सुख.

૨૭૪. * * * છતાં દરેક મનુષ્ય જાણી શકે, કે જ્યારે તે બાહ્ય અથવા કુદરતી મનુષ્યને તજે છે, ત્યારે તે આંતર અથવા માનસિક મનુષ્યમાં આવે છે, અને તેટલા માટે સ્વર્ગીય હર્ષ આંતર અને માનસિક છે, બાહ્ય અને કુદરતી નથી; અને કે તે આંતર અને માનસિક છે, તેટલા માટે તે કુદરતી હર્ષના કરતાં વધારે શુદ્ધ અને સૂક્ષ્મ છે, કારણકે તે મનુષ્યના આત્મા અથવા જીવનાં આંતરોને પ્રકૃત કરે છે. આ જ વિચારો ઉપરથી દરેક મનુષ્ય અનુમાની શકે, કે પર જીવનમાં તેનો હર્ષ આ દુનિયામાં તેના હર્ષના સરખા ગુણનો થશે; અને કે શરીરનો હર્ષ જે માંસનો હર્ષ કહેવાય છે તે સ્વર્ગીય નથી. * * * (૩૯૫.)

૨૭૫. બધા હર્ષો સ્નેહમાંથી વહે છે, કારણકે જે કંઇ મનુષ્ય ચાહે છે તે તેને હર્ષદ લાગે છે, અને બીજા કોઇ પણ કારણમાંથી હર્ષ પ્રભવતો નથી; અને આ પરથી ફલે છે, કે જેવો સ્નેહ તેવો હર્ષ હોય છે. શરીરના અથવા માંસના બધા હર્ષો પોતાના અને દુનિયાના સ્નેહમાંથી વહે છે, * * *; પણ આત્માના અથવા જીવના બધા હર્ષો સ્વામી તરફના અને પડોશી તરફના સ્નેહમાંથી વહે છે, જે હિત અને સત્યના અનુરાગોનાં અને આંતર સંતોષોનાં કારણ છે. આ સ્નેહો તેમના હર્ષો સહિત સ્વામીમાંથી અને સ્વર્ગમાંથી એક આંતર માર્ગે વહે છે, જે ઉપરથી છે, અને આંતરોને પ્રકૃત કરે છે; પણ આગલા સ્નેહો તેમના હર્ષો સહિત માંસમાંથી અને દુનિયામાંથી એક બાહ્ય માર્ગે વહે છે, જે નીચેથી છે, અને બાહ્યોને પ્રકૃત કરે છે. * * * સ્નેહો વહે છે અને ગ્રહીત થાય છે, તેટલા માટે તેમના હર્ષો પણ તેમની સાથે વહે છે; સ્વર્ગના હર્ષો આંતરોમાં અને દુનિયાના હર્ષો બાહ્યોમાં, કારણકે હમણાં જ કહેવાયા પ્રમાણે બધો હર્ષ સ્નેહમાંથી પ્રભવે છે. (૩૯૬.)

* * *

૨૭૬. સ્વર્ગનો હર્ષ કેટલો મોટો છે તે એકજ હકીકત પરથી દેખાઇ શકે, કે સ્વર્ગમાં બધાને એક બીજાને પોતાનાં સુખો આપવામાં હર્ષ થાય છે; અને સ્વર્ગમાં બધા આ લક્ષણના છે, તે પરથી તેનો હર્ષ કેટલો અમાપ છે તે સ્પષ્ટ છે; * * *

કારણકે સ્વર્ગમાં બધાનો દરેકની સાથે અને દરેકનો બધાની સાથે સંબંધ છે. * * * (૩૯૯.)

* * *

૨૭૭. જે મનુષ્ય પોતાના અને દુનિયાના સ્નેહમાં છે, તેને શરીરમાં જીવે છે ત્યાં સુધી એ સ્નેહમાંથી પ્રભવતો હર્ષ લાગે છે; * * * પણ જે મનુષ્ય સ્વામી તરફ અને પડોશી તરફના સ્નેહમાં છે, તેને શરીરમાં જીવે છે, ત્યાં સુધી તે સ્નેહોમાંથી પ્રભવતો હર્ષ સ્પષ્ટ લાગતો નથી. * * * કારણકે તે તેનાં આંતરોમાં સંગૃહીત, શરીરનાં બાહ્યોથી આચ્છાદિત, અને દુનિયાની ચિંતાઓથી તિરોહિત રહે છે. આ સ્થિતિઓ મૃત્યુ પછી બિલકુલ ફરી જાય છે. * * * (૪૦૧.)

૨૭૮. સ્વર્ગના બધા હર્ષો ઉપયોગોની સાથે જોડાયેલા છે, અને તેમનામાં અંતઃસ્થિત છે, કારણકે ઉપયોગો—જેની અંદર દેવો જીવે છે તે—સ્નેહ અને દયાનાં હિતો છે; અને તેટલા માટે દરેકના હર્ષનો ગુણ તેના ઉપયોગનો સમરૂપ અને તે હર્ષનું ગાંભીર્ય તેના ઉપયોગના સ્નેહનું સમરૂપ હોય છે. સ્વર્ગના બધા હર્ષ ઉપયોગોના હર્ષો છે, એ શરીરનાં પાંચ ઇન્દ્રિયોની સરખામણીથી સ્પષ્ટ થઇ શકે; કારણકે દરેક ઇન્દ્રિયને તેના ઉપયોગ પ્રમાણે હર્ષ અપાયેલો છે. દૃષ્ટિને તેનો વિશિષ્ટ હર્ષ અપાયેલો છે; અને શ્રુતિ, ઘ્રાણ, સ્વાદ, અને સ્પર્શને તેમના હર્ષો. દૃષ્ટિ પોતાનો હર્ષ રંગ અને આકૃતિનાં સૌંદર્યોમાંથી મેળવે છે; શ્રુતિ એકતાલ સ્વ-

રોમાંથી; ઘ્રાણ અનુકૂલ ગંધોમાંથી; અને સ્વાદ સ્વાદિષ્ટ ભોજનોમાંથી, અને દરેક ઇન્દ્રિય અનુક્રમે જે ઉપયોગો બજાવેછે તે, જેઓ આવી વસ્તુઓનો અભ્યાસ કરેછે તેમને, અને વધારે પૂર્ણતાથી જેઓ તેમનાં સમરૂપો સમજેછે તેમને, વિદિત છે. દૃષ્ટિને આવો હર્ષ છે, તે બુદ્ધિની તે જે સેવા બજાવે છે તેને લીધે છે, કે જે આંતર દૃષ્ટિ છે; શ્રુતિને, શ્રવણ અને ધ્યાન વડે બુદ્ધિ તથા ઇચ્છા બન્નેની સેવાને લીધે; પ્રાણને તેની મગજ અને ફેફસાંઓની સેવાને લીધે; અને સ્વાદને તેની હોજરીની અને એ વડે આખા શરીરની સેવાને લીધે, કે જેને તે પોષણ લેવાને ઉત્તેજિત કરે છે. લગ્નહર્ષ કે જે સ્પર્શનો એક શુદ્ધતર અને સૂક્ષ્મતર હર્ષ છે; તે તેના ઉપયોગને લીધે બીજા બધાના કરતાં ચડિયાતો છે કે જે ઉપયોગ માનુષ જાતિના અને એ વડે સ્વર્ગના દેવોના ઉત્પાદનનો છે. આ હર્ષો સ્વર્ગના પ્રવાહમાંથી ઇન્દ્રિયોની પાસે આવે છે, કે જ્યાં દરેક હર્ષ ઉપયોગનો અને ઉપયોગ પ્રમાણે છે. ( ૪૦૨. )

* * * *

૨૭૯. મેં પ્રસંગોપાત્ત દુનિયામાંથી તરતના આવેલા જીવોની સાથે પરજીવનની સ્થિતિ સંબંધી વાતચિત કીધેલી છે, અને કહેલું છે, કે " અમર રાજ્યનો **સ્વામી** કોણ છે તેનું, અને તેના શાસનના સ્વભાવ, અને રૂપનું જ્ઞાન આવશ્યક છે; કારણ કે જો દુનિયામાં—જેઓ એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં જાય છે તેમને—રાજાનાં નામ તથા લક્ષણ, તેના શાસનનો સ્વભાવ, અને તેના રાજ્ય સંબંધી બીજા ઘણા વિશેષો જાણવાના

કરતાં કશું વધારે મહત્ત્વનું નથી, તો તમે જેમાં હમેશાં રહેવાના છો, તે રાજ્યને સ્વભાવ જાણવાનું ઘણું વધારે આવશ્યક છે. તેટલા માટે વિદિત થાઓ, કે સ્વામી સ્વર્ગને રાજા છે, અને આખા જગતનો,—કારણ કે જે એકને શાસે છે તે ઇતરને શાસે છે; અને, જે રાજ્યમાં તમે પ્રવેશ કરો છો તે સ્વામીનું છે, તેના નિયમો અમર સત્યો છે, અને તેઓ આ પ્રાથમિક નિયમ ઉપર સ્થાપિત થયેલા છે, કે તેની પ્રજાઓએ સ્વામીને બધી વસ્તુઓના કરતાં વધારે ચાહવો જોઇએ, અને પડોશીને પોતાની માફક. જો તમે દેવો જેવા થવાને ખરેખર ઉત્સુક હો, તો તમારે પડોશીને તમારા પોતાના કરતાં વધારે ચાહવો જોઇએ." આ વસ્તુઓ સાંભળતાં ઉપરના જીવો કશો જવાબ આપી શકેલા નહીં, કારણ કે શરીરના જીવનમાં તેમણે એ પ્રકારનું કંઇક સાંભળ્યું હતું, પણ તે માન્યું ન હતું. સ્વર્ગમાં આવો સ્નેહ છે, અને મનુષ્ય પોતાના કરતાં પડોશીને વધારે ચાહી શકે છે, એ સાંભળીને તેમને આશ્ચર્ય થયેલું; પણ તેમને જણાવવામાં આવેલું, કે પર જીવનમાં બધાં હિતો અતિશય વધે છે, અને કે મનુષ્ય શરીરમાં છે ત્યાં સુધી તેનું જીવન એવા સ્વભાવનું છે, કે તે પડોશીને પોતાની માફક ચાહવા કરતાં આગળ વધી શકે નહીં, કારણ કે તે સ્થૂલ તત્ત્વોમાં છે; કે જ્યારે એ દૂર કરવામાં આવે છે, ત્યારે સ્નેહ શુદ્ધતર અને આખરે દૈવી થાય છે; અને કે દૈવી સ્નેહ એ પોતાના કરતાં પડોશીને વધારે ચાહવાનો છે. આ દૈવી હર્ષના સ્વભાવ ઉપરથી સ્પષ્ટ છે, કે તે બીજાઓને

હિત કરવામાં રહેલો છે, અને પોતે મેળવેલું હિત બીજાનું થઈ શકે તે સિવાય દેવોને પોતાને હિત કરવામાં હર્ષ થતો નથી. * * * ( ૪૦૬. )

* * *

૨૮૦. જેઓ સ્વર્ગમાં છે તેઓ નિરંતર જીવનના વસંત-કાલ તરફ સંક્રાંત થયા કરે છે, અને જેમ તેઓ વધારે હજારો વર્ષ જીવે છે, તેમ તેમને પ્રાપ્ત થતો વસંત વધારે આલ્હાદક અને સુખકર થાય છે; અને આ ઉત્કર્ષ તેમના સ્નેહ, દયા, અને આસ્થાનાં ઉચ્ચાલનો અને કોટિઓ પ્રમાણે વૃદ્ધિ પામતો હમેશાં ચાલ્યા કરે છે. જે સ્ત્રીઓ વૃદ્ધ * * * મરી ગયેલી હોય, પણ જેઓ સ્વામીમાં આસ્થાની અંદર, પડોશી તરફ દયાની અંદર, અને પતિ સાથે સુખદ લગ્નસ્નેહમાં જીવી હોય, તેઓ થોડાં વર્ષો પછી યૌવનની બહારમાં આવે છે, અને એવા સૌંદર્યમાં, કે આંખના જોયઃ ઉપરથી જે કલ્પનાઓ કરી શકાય તે બધીથી તે ચડી જાય છે. સાધુતા અને દયા રૂપને પોતાનું પ્રતિરૂપ કરે છે, * * * તે કહી ન શકાય તેટલું સુંદર દેખાય છે, અને મનના સર્વથી આંતર જીવનને દયાથી પ્રકૃત કરે છે. ટૂંકામાં, સ્વર્ગમાં વૃદ્ધ થવું એ તરુણ થવું છે. * * * ( ૪૧૪. )

—o—

# સ્વર્ગની અત્યંતતા.

૨૮૧. સ્વામીનું સ્વર્ગ અત્યંત છે, એ પાછલાં પ્રકરણોમાં કહેલી ઘણી વસ્તુઓમાંથી સ્પષ્ટ છે, અને ખાસ કરીને આમાંથી, કે સ્વર્ગ માનુષ જાતિમાંથી છે,—જુઓ ઉપર, ક. ૨૩૯-૨૪૧, જેઓ દેવાલયની અંદર જન્મેલા છે તેમનામાંથી માત્ર નહીં, પણ જેઓ દેવાલયની બહાર જન્મેલા છે તેમનામાંથી પણ,—ક. ૨૪૨-૨૪૪,-અને આ પ્રમાણે પૃથ્વીની પહેલી ઉત્પત્તિથી જેઓ હિતમાં જીવેલા હોય, તે બધાઓમાંથી. * * * ( ૪૧૫. )

* * *.

૨૮૨. સ્વામીના સ્વર્ગની અત્યંતતા આ વિચારમાંથી પણ સ્પષ્ટ છે, કે આપણા સૂર્યમંડલમાં જેટલા ગ્રહો આંખને દેખાય છે તે પૃથ્વીઓ છે; અને કે આ ઉપરાંત જગતમાં બીજા અસંખ્ય છે, જે બધા નિવાસીઓથી ભરેલા છે. * * * મેં આ વિષય ઉપર આપણી પૃથ્વીના જીવોની સાથે વાતચિત કીધેલી છે, અને તેમને જણાવેલું છે, કે કોઇપણ બુદ્ધિમાન મનુષ્ય પોતાને જણાયેલી ઘણી વસ્તુઓ પરથી જાણી શકે કે મનુષ્યોથી વસેલી ઘણી પૃથ્વીઓ છે; અને કે બુદ્ધિ પોતે સૂચવે છે, કે ગ્રહોના જેવા અસંખ્ય ગોળાઓ—જેમાંના કેટલાએક મહત્વમાં આપણી પૃથ્વીથી ચઢિયાતા છે તેઓ—* * * *

માત્ર સૂર્યની આસપાસ ફરવાને, અને માત્ર એક દુનિયા ઉપર પોતાનો અલ્પ પ્રકાશ આપવાને સરજાયેલા નથી, પણ કે તેમનો ઉપયોગ ઘણા ઉચ્ચતર પ્રકારનો હોવો જોઇએ. * * * ( ૪૧૭ )

* * *

૨૮૩. * * * તેટલા માટે વિદિત થાઓ, કે દરેક મનુષ્ય સ્વર્ગને માટે જન્મે છે; કે જે દુનિયાની અંદર પોતાના જીવનમાં સ્વર્ગને પોતામાં ગ્રહે છે તે સ્વર્ગમાં ગ્રહાય છે, અને કે જે તે ગ્રહતો નથી તેને બહાર રાખવામાં આવે છે. ( ૪૨૦. )

—o—

# જીવોની દુનિયાઃ
અને
# મનુષ્યની મૃત્યુ પછીની સ્થિતિ.

## જીવોની દુનિયા.

૨૮૩. જીવોની દુનિયા સ્વર્ગ કે નરક નથી, પણ બન્નેની વચ્ચેની એક જગ્યા અથવા સ્થિતિ છે, જેમાં મનુષ્ય મૃત્યુ પછી તરત પ્રવેશ કરે છે; અને ત્યાર પછી દુનિયાની અંદરના તેના જીવનના ગુણ પ્રમાણે અમુક કાલાવધિ પછી તે કાંતો સ્વર્ગમાં ઉત્કૃષ્ટ થાય છે, અથવા નરકમાં પડે છે. (૪૨૧.)

૨૮૪. જીવોની દુનિયા સ્વર્ગ અને નરકની વચ્ચેની જગ્યા છે, અને મૃત્યુ પછી મનુષ્યના જીવનની વચલી સ્થિતિ પણ છે. * * * મનુષ્યમાં સ્વર્ગની સ્થિતિ હિત અને સત્યનો સંયોગ છે, અને નરકની સ્થિતિ અહિત અને અસત્યનો સંયોગ. જ્યારે કોઇ જીવમાં હિત સત્યની સાથે જોડાય છે, ત્યારે તે સ્વર્ગમાં પ્રવેશ પામે છે, કારણ કે હમણાં જ કહ્યું તે પ્રમાણે હિત અને સત્યનો સંયોગ તેની અંદર સ્વર્ગ છે; પણ જ્યારે કોઇ જીવમાં પાપ અસત્ય સાથે જોડાય છે, ત્યારે તે નરકમાં પડે છે, કારણ કે તે સંયોગ તેની અંદર નરક છે; અને આ સંયોગો જીવોની દુનિયામાં થાય છે, કારણ કે મનુષ્ય ત્યારે વચલી સ્થિતિમાં હોય છે. * * * (૪૨૨.)

૨૮૫. * * * મનુષ્યને બુદ્ધિ અને ઇચ્છા છેઃ બુદ્ધિ સત્યોની ગ્રાહક છે, તથા તેમાંથી રૂપાય છે, અને ઇચ્છા હિતોની ગ્રાહક છે, તથા તેમાંથી રૂપાય છે. તેટલા માટે જે કંઈ મનુષ્ય સમજે છે, અને તેમાંથી વિચારે છે, તેને તે સાચું કહે છે; અને જે કંઈ તે ઇચ્છે છે, અને તેમાંથી વિચારે છે, તેને તે સારૂં કહે છે. મનુષ્ય બુદ્ધિમાંથી વિચારવાને અને તેમાંથી સાચું અને સારૂં શું છે તે અનુભવવાને શકિતમાન છે; પણ જે તેની બુદ્ધિ પસંદ કરે તે તેની ઇચ્છા ઇચ્છે અને કરે, તે વગર તે ઇચ્છામાંથી વિચારતો નથી. જ્યારે તે આ પ્રમાણે ઇચ્છે છે અને આચરે છે, ત્યારે સત્ય બુદ્ધિ અને ઇચ્છા બન્નેમાં છે, અને તેટલા માટે મનુષ્યમાં; કારણકે બુદ્ધિ એકલીથી કે ઇચ્છા એકલીથી મનુષ્ય થતો નથી, પણ બુદ્ધિ અને ઇચ્છા બન્નેથી; અને તેટલા માટે જે ઇચ્છા અને બુદ્ધિ બન્નેમાં છે તે મનુષ્યમાં છે, અને તેને આરોપિત થાય છે. જે વસ્તુ માત્ર બુદ્ધિમાં છે, તે મનુષ્યની સાથે છે ખરી, પણ તેની અંદર નથી; * * *. (૪૨૩.)

૨૮૬. મનુષ્યને બુદ્ધિમાંથી વિચારવાની શક્તિ છે, અને તેજ વખતે ઇચ્છામાંથી વિચારવાની નથી, તે એટલા માટે કે તે પુનારૂપિત થઈ શકે; કારણ કે મનુષ્ય સત્યોથી પુનારૂપિત થાય છે, અને સત્યો હમણાં કહેવાયું તે પ્રમાણે બુદ્ધિનાં છે. મનુષ્ય બુદ્ધિ પરત્વે દરેક પાપમાં જન્મે છે, અને તેથી કરીને

પોતા વડે તે પોતા સિવાય કોઇને પણ હિત ચાહતો નથી; * * * અને ઇચ્છાની આ સ્થિતિ સુધરે અને પુનારૂપિત થાય. તેટલા માટે તેને સત્યો સમજવાની શક્તિ આપવામાં આવી છે, અને તેમના વડે ઇચ્છામાંથી પ્રભવતા પાપી અનુરાગોને જીતવાની. આમ છે તેને લીધે મનુષ્ય બુદ્ધિમાંથી સત્યો વિચારવાને શક્તિમાન છે, તથા તેમને બોલવાને અને કરવાને પણ; અને તોપણ તે ઇચ્છામાંથી સત્યો વિચારી શકતો નથી, જ્યાં સુધી તે ઇચ્છા પરત્વે તેવા ગુણનો થાય, અને તેમને પોતામાંથી, અર્થાત હૃદયમાંથી કરે, ત્યાં સુધી. જ્યારે મનુષ્ય આવા ગુણનો હોય છે, ત્યારે જે તે બુદ્ધિમાંથી વિચારે છે તે તેની આસ્થાની સાથે એક હોય છે અને જે તે ઇચ્છામાંથી વિચારે છે તે તેના સ્નેહની સાથે; અને તેટલા માટે બુદ્ધિ અને ઇચ્છાની માફક આસ્થા અને સ્નેહ તેનામાં જોડાયેલાં હોય છે. ( ૪૨૪. )

૨૮૭. તેટલા માટે જે પ્રમાણમાં બુદ્ધિનાં સત્યો ઇચ્છાનાં હિતોની સાથે જોડાયેલાં હોય છે, અર્થાત્, જે પ્રમાણમાં મનુષ્ય સત્યોને ઇચ્છે છે, અને તેમાંથી તે કરે છે, તે પ્રમાણે તેને પોતાની અંદર સ્વર્ગ છે, કારણ કે ઉપર કહેવાયું હતું તેમ હિત અને સત્યનો સંયોગ સ્વર્ગ છે; પણ જે પ્રમાણમાં બુદ્ધિનાં અસત્યો ઇચ્છાનાં પાપોની સાથે જોડાયેલાં હોય છે, તે પ્રમાણમાં મનુષ્યને પોતાની અંદર નરક છે, કારણ કે અસત્ય અને પાપનો સંયોગ નરક છે; અને જે પ્રમાણમાં બુદ્ધિનાં સત્યો ઇચ્છાનાં

હિતોની સાથે ન જોડાયેલાં હોય, તે પ્રમાણમાં મનુષ્ય વચલી સ્થિતિમાં છે. આજે લગભગ દરેક માણસ એવી સ્થિતિમાં છે, કે તે સત્યોની સાથે પરિચિત છે, અને વિદ્યાઓ તથા બુદ્ધિમાંથી તેમને વિચારે પણ છે; જો કે તે ઘણાં અથવા થોડાં કરતો હોય, કે એક પણ કરતો ન હોય; અને જોકે તે પાપના સ્નેહ અને તેમાંથી પ્રભવતી જૂઠી આસ્થા વડે તેમની સામે આચરતો હોય તોપણ. તેટલા માટે તે સ્વર્ગ અથવા નરકની પ્રજા થઈ શકે તે હેતુથી મૃત્યુ પછી પ્રથમ જીવોની દુનિયામાં થણાય છે, અને તે દુનિયામાં જેઓ સ્વર્ગમાં ઉત્કૃષ્ટ થવાના હોય તેમનામાં હિત અને સત્યનો સંયોગ કરાય છે, અને જેઓ નરકમાં પતિત થવાના છે તેમનામાં પાપ અને અસત્યનો; કારણ કે સ્વર્ગ કે નરકમાં કોઈને પણ એક વસ્તુ સમજવાની અને બીજી વસ્તુ ઇચ્છવાની–વિભાજિત મનની–રજા નથી, પણ જે તે ઇચ્છે તે તેણે સમજવું જોઈએ, અને જે તે સમજે તે તેણે ઇચ્છવું જોઈએ; અને તેટલા માટે સ્વર્ગમાં જે હિત ઇચ્છે છે તેણે સત્ય અને નરકમાં જે પાપ ઇચ્છે છે તેણે અસત્ય સમજવું જોઈએ. આમ હોવાને લીધે પણ જીવોની દુનિયામાં જેઓ હિત છે તેમના-માંથી અસત્યો દૂર કરાય છે, અને તેમને તેમના હિતની સાથે એકસ્વર અને એકતાલ થતાં સત્યો અપાય છે; પણ પાપીઓ-માંથી સત્યો દૂર કરાય છે, અને તેમને તેમનાં પાપોની સાથે એક સ્વર અને એકતાલ થતાં અસત્યો અપાય છે. * * *

( ४२५. )

૨૮૮. * * * કેટલાએક તેમાં દાખલ થાય છે, કે તરત સ્વર્ગમાં ચડાય છે અથવા નરકમાં પડાય છે; કેટલાએક ત્યાં થોડાં અઠવાડિયાં, અને બીજાં કેટલાએક વર્ષ રહે છે, પણ કોઈ ત્રીશ વર્ષથી વધારે રહેતા નથી. * * * (૪૨૬.)

૨૮૯. * * * મેં એક પિતાને તેના છ પુત્રોને ઓળખતાં અને તેમની સાથે વાતચિત કરતાં જોયો છે, અને બીજા ઘણાને તેમનાં સગાંઓ અને મિત્રોની સાથે વાત કરતાં જોયા છે; પણ દુનિયામાં તેમનાં જીવનને લીધે લક્ષણો અસમાન હોવાથી તેઓ થોડા વખત પછી છૂટા પડેલા. જેઓ જીવોની દુનિયામાંથી સ્વર્ગ અથવા નરકમાં જાય છે, તેઓ સરખા સ્નેહોમાંથી સરખા સ્વભાવના હોય તે વગર એકબીજાને પછી જાણતા કે જોતા નથી. તેઓ જીવોની દુનિયામાં એકબીજાને જુએ છે, પણ સ્વર્ગમાં કે નરકમાં નહીં, કારણ કે જેઓ જીવોની દુનિયામાં છે તેઓ શરીરના જીવનની અંદર અનુભવેલી સ્થિતિઓને મળતી સ્થિતિઓમાં અણાય છે, * * *; પણ પછી બધા તેમના સર્વોપરિ સ્નેહને મળતી શાશ્વત સ્થિતિમાં અણાય છે, અને ત્યારે એકબીજાને સ્નેહના સામ્યમાંથી જ ઓળખે છે; કારણકે, ઉપર ક. ૩૨-૪૧ માં બતાવ્યું હતું, તેમ સામ્ય જોડે છે, અને વૈષમ્ય છોડે છે. (૪૨૭.)

* * *

૨૯૦. જીવોની દુનિયા પહાડો અને ખડકોની વચ્ચે

ચડતીઉતરતી ખીણુ જેવી દેખાય છે. સ્વર્ગીય મંડળોનાં દ્વારો અને બારણાં જેઓ સ્વર્ગને માટે તૈયાર થયા હોય તેમના વગર બીજાને દેખાતાં નથી; તેમ બીજાને તે જડતાં પણ નથી. જીવોની દુનિયામાંથી દરેક મંડલમાં જવાને એક પ્રવેશદ્વાર છે, અને તેની પેલી તરફ એક માર્ગ છે, જેની ઉપર ચડતાં ઘણી શાખાઓ નીકળે છે. નરકનાં દ્વારો અને બારણાં પણ જેઓ તરત તેમાં પેસવાના હોય તે વગર બીજાઓથી ગુપ્ત રહે છે; * * *. ( ૪૨૯. )

૨૯૧. દરેક મનુષ્યની અંદર પણ બે દ્વારો છે, જેમાંનું એક નરક તરફ અને બીજું સ્વર્ગ તરફ ઉઘડે છે. એક નરકમાંથી પ્રસરતાં પાપો અને અસત્યો વડે ઉઘડે છે, અને બીજું સ્વર્ગમાંથી પ્રસરતાં હિતો અને સત્યો વડે. * * * ( ૪૩૦. )

* * *

———o———

## દરેક મનુષ્ય પોતાનાં આંતરો પરત્વે જીવ છે.

૨૯૨. વિષયની બરાબર તુલના કરનાર દરેક મનુષ્યે અનુમાનવું જોઈએ, કે શરીર વિચારતું નથી, કારણકે તે સ્થૂલ છે, પણ આત્મા વિચારે છે, કારણ કે તે સૂક્ષ્મ છે. મનુષ્યનો આત્મા, જેની અમરતા ઉપર એટલું બધું લખાયેલું છે, તે તેનો જીવ છે, કારણકે એ બિલકુલ અમર છે. જીવ શરીરમાં વિચારે છે, અને જે સૂક્ષ્મ છે તે સૂક્ષ્મને ગ્રહે છે, અને સૂક્ષ્મ પ્રકારે

જીવે છે; પણ સૂક્ષ્મ પ્રકારે જીવવું એ વિચારવું અને ઇચ્છવું છે. * * * હવે જે કંઇ સ્થૂલ છે તે જીવતું નથી, પણ માત્ર સૂક્ષ્મ જીવે છે, એ કારણથી એ સ્પષ્ટ છે, કે મનુષ્યમાં જે કંઇ જીવે છે તે તેનો જીવ છે, અને કે શરીર જેમ કોઈ હથિયાર જીવતા ચાલતા બલની સેવા કરે તેમ તેની માત્ર સેવા કરે છે. * * * ( ૪૩૨. )

૨૯૩. શરીરમાં જે કંઇ જીવે છે, અને જે જીવનના તત્ત્વમાંથી આચરે છે અને અનુભવે છે, તે માત્ર જીવતું છે, તે પરથી એ ફલે છે કે જીવ ખરો મનુષ્ય છે; * * *. આમ છે તેટલા માટે જ્યારે શરીર જીવથી વિયુક્ત થાય છે, જે ' મરવું ' કહેવાય છે, ત્યારે મનુષ્ય પાછળ રહે છે; અને ' જીવે છે. ' * * * ( ૪૩૩. )

* * *

૨૯૪. મનુષ્ય પોતાનાં આંતરો પરત્વે જીવ છે, એ મને ઘણા અનુભવથી સિદ્ધ થયેલું છે, પણ તે બધો અહીં આપતાં ઘણાં પાનાં ભરાય. મેં જીવોની સાથે જીવ તરીકે, અને મનુષ્યની માફક શરીરમાં વાતચિત કીધેલી છે. જ્યારે મેં તેમની સાથે વાતચિત કીધેલી, ત્યારે હું તેમની માફક માનુષ રૂપમાં જીવ છું એવું જ તેમણે જાણેલું; અને તેટલા માટે મારાં આંતરો તેમને દેખાયેલાં, કારણકે જ્યારે હું તેમની સાથે જીવ તરીકે વાતચિત કરતો, ત્યારે મારૂં સ્થલ શરીર દેખાતું નહીં. (૪૩૬.)

* * *

૨૯૫. મનુષ્ય પોતાનાં આંતરો પરત્વે જીવ છે, એ સત્ય પ્રકાશિત કરવાને કેવી રીતે તે શરીરમાંથી આકૃષ્ટ થાય છે, અને કેવી રીતે જીવ વડે ઇતર સ્થાનમાં અણાય છે, તેનું હું અનુભવમાંથી વર્ણન આપીશ. (૪૩૯.)

૨૯૬. જ્યારે મનુષ્ય શરીરમાંથી વિયુક્ત થાય છે, ત્યારે તે નિદ્રા અને જાગર્તિની વચ્ચેની એક સ્થિતિમાં અણાય છે, જેમાં તે બિલકુલ જાગ્રત છે એ સિવાય બીજું કશું જાણી શકતો નથી. શરીરની સર્વોત્તમ જાગર્તિની માફક જ આ સ્થિતિમાં તેનાં ઇન્દ્રિયો ચંચલ રહે છે; દર્શન, શ્રવણ, અને, જે આશ્ચર્યકારક છે, સ્પર્શન; કારણકે શરીર જાગ્રત હોય તે વખતે કદાપિ હોઈ શકે તેના કરતાં પણ હાલ સ્પર્શન વધારે સૂક્ષ્મ હોય છે. જીવો અને દેવો જીવનની બધી વાસ્તવિકતામાં દેખાય છે; તેઓ સંભળાય પણ છે; અને, જે આશ્ચર્યકારક છે, તેઓ સ્પર્શાય છે; કારણકે તેમની અને મનુષ્યની વચ્ચે શરીરનો કિંચિન્માત્ર અંતરાય છે. આ સ્થિતિ જે ' શરીરમાંથી બહાર ' હોવાની કહેવાય છે તે છે, જેને માટે એક અનુભવીએ કહેલું, કે " હું શરીરની અંદર છું કે બહાર, તે કહી શકતો નથી." આ સ્થિતિમાં હું માત્ર ત્રણ કે ચાર વાર ઉતરાયો છું, એટલા માટે કે હું તેનો સ્વભાવ જાણું, અને સ્થિત થાઉં, કે જીવો અને દેવો દરેક ઇન્દ્રિય ભોગવે છે, અને કે મનુષ્ય પણ શરીરમાંથી વિયુક્ત થાય છે ત્યારે. (૪૪૦.)

* * *

—— o ——

# मनुष्यनुं मृत्युमांथी पुनरुत्थान, अने तेनो अमर जीवनमां प्रवेश.

૨૯૭. જ્યારે માનસિક દુનિયામાંથી પ્રભવના જીવના વિચારો અને અનુરાગોને સમરૂપ કુદરતી દુનિયામાં ક્રિયાઓ કરવાને શરીર શક્તિમાન રહેતું નથી, ત્યારે મનુષ્ય મરતો કહેવાય છે, અને આ પ્રમાણે જ્યારે ફેફસાં અને હૃદયનાં ચાલન બંધ પડે છે ત્યારે થાય છે. છતાં મનુષ્ય ત્યારે મરતો નથી, પણ માત્ર જે સ્થૂલ શરીર તેને દુનિયામાં ઉપયોગી હતું તેમાંથી વિયુક્ત થાય છે; કારણકે મનુષ્ય પોતે જીવે છે. મનુષ્ય પોતે જીવે છે એમ કહ્યું, કારણકે મનુષ્ય શરીર વડે મનુષ્ય નથી, પણ જીવ વડે છે; કારણકે જીવ મનુષ્યની અંદર વિચારે છે, અને વિચાર તથા અનુરાગ મળીને મનુષ્ય થાય છે. આ પરથી એ સ્પષ્ટ છે, કે જ્યારે મનુષ્ય મરે છે, ત્યારે તે માત્ર એક દુનિયામાંથી બીજી દુનિયામાં જાય છે; અને આમ છે તેટલા માટે શબ્દના આંતર અર્થમાં ' મૃત્યુ ' પુનરુત્થાનને અને જીવનની સંતતિને બોધે છે. ( ૪૪૫. )

૨૯૮. જીવ અને શરીરનો સર્વથી આંતર સંબંધ શ્વાસોચ્છ્વાસમાં અને હૃદયના ચાલનમાં છે; કારણકે વિચારને શ્વાસોચ્છ્વાસ સાથે અને અનુરાગ જે સ્નેહનો છે તેને હૃદયની સાથે સંબંધ છે. તેટલા માટે જ્યારે આ બે ચાલનો બંધ પડે છે, ત્યારે તત્ક્ષણ જીવ શરીરમાંથી વિયુક્ત થાય છે. * * * ( ૪૪૬. )

૨૯૯. * * * આ ચાલન બંધ પડે છે, કે તરત મનુષ્ય પુનરુત્થાન પામે છે; પણ આ એકલા **સ્વામીથી** કરાય છે. * * * હૃદયનું ચાલન બંધ પડે ત્યાં સુધી મનુષ્યનો જીવ શરીરથી વિયુક્ત કરાતો નથી, કારણકે હૃદય સ્નેહના અનુરાગનું સમરૂપ છે, અને સ્નેહ મનુષ્યનું ખરૂં જીવન છે; કારણકે સ્નેહ જીવનતાપનું કારણ છે; અને તેટલા માટે જ્યાં સુધી હૃદયનું ચાલન રહે છે, ત્યાં સુધી એ સમરૂપ અને તે દ્વારા જીવનું શરીરમાંનું જીવન સ્થિતિમાં રહે છે. ( ૪૪૭. )



## मनुष्य मृत्यु पछी पूर्ण मानुष रूपमां रहे छे.

* * *

૩૦૦. મનુષ્યનો જીવ શરીરના વિયોગ પછી મનુષ્ય રહે છે, અને મનુષ્યના રૂપમાં છે, એ મને ઘણાં વર્ષોના દરરોજના અનુભવથી સિદ્ધ થયેલું છે; કારણકે મેં હજારો વાર જીવોને જોયા અને સાંભળ્યા છે, * * * અને જીવો મનુષ્ય છે, એ સત્ય ઉપરની સાધારણ અશ્રદ્ધા સંબંધી તેમની સાથે વાત પણ કીધી છે, અને તેમને કહેલું છે, કે જેઓ એમ વિચારે છે તેમને ભણેલાઓ મૂર્ખ કહે છે. * * * ( ૪૫૬. )

૩૦૧. જ્યારે મનુષ્યનો જીવ જીવોની દુનિયામાં પહેલવહેલો પ્રવેશ કરે છે, * * * ત્યારે તેને દુનિયામાં હતો તેવો ચહેરો અને અવાજનો સ્વર હોય છે, કારણકે ત્યારે તે પોતાનાં

બાહ્યાની સ્થિતિમાં હોય છે, અને તેનાં આંતરો હજી ઉઘડેલાં હોતાં નથી: મૃત્યુ પછી મનુષ્યની આ પહેલી સ્થિતિ છે; પણ પછી ચહેરો બદલાય છે, અને બિલકુલ જૂદો થાય છે. કારણકે તે દુનિયાની અંદર મનનાં આંતરો જે સર્વોપરિ અનુરાગ અથવા સ્નેહમાં હોય, અને શરીરની અંદર જીવ જેમાં હોય, તેનું સામ્ય ધારણ કરે છે; કારણ એ છે, કે મનુષ્યના જીવનો ચહેરો તેના શરીરના ચહેરાથી ઘણો જ જૂદો હોય છે; શરીરનો ચહેરો માતાપિતામાંથી આવે છે, પણ જીવનો ચહેરો તેના સ્નેહમાંથી પ્રભવે છે, અને તેની પ્રતિકૃતિ છે. શરીરના જીવન પછી જ્યારે બાહ્યા દૂર કરાય છે, અને આંતરો પ્રકટ થાય છે, ત્યારે જીવ પોતાના ખરા ચહેરા સાથે દેખાય છે. આ મૃત્યુ પછી મનુષ્યની ત્રીજી સ્થિતિ છે. મેં કેટલાએક જીવોને તેઓ દુનિયામાંથી આવ્યા પછી થોડા વખતમાં જોયેલા, અને તેમને તેમના ચહેરા અને વાણીથી ઓળખેલા, પણ પાછળથી ફરી જોતાં તેમને હું ઓળખી શકેલો નહીં. * * * ( ૪૫૭. )

* * *

૩૭૨. એ જણાવવું ઘટે છે, કે મૃત્યુ પછી દરેક મનુષ્યનું માનુષ રૂપ જે પ્રમાણમાં તેનો ઇશ્વરી સત્યોનો સ્નેહ આંતર, અને તેમના પ્રમાણે તેનું જીવન પૂર્ણ હોય, તે પ્રમાણમાં સુંદર હોય છે; કારણ કે દરેકનાં આંતરો તે સ્નેહ અને જીવન પ્રમાણે ઉઘડાય છે અને રૂપાય છે; અને તેટલા માટે અનુરાગ જેમ

વધારે આંતર હોય, તેમ તે સ્વર્ગના રૂપને વધારે સમરૂપ, અને ચહેરો વધારે સુંદર હોય છે. આમ હોવાને લીધે સર્વથી આંતર સ્વર્ગના દેવો સર્વથી વધારે સુંદર હોય છે; કારણકે તેઓ સ્નેહી સ્નેહનાં રૂપો છે; * * *. (૪૫૯.)

* * *

— o —

## स्मृति, विचार, अनुराग, अने मनुष्यने दुनियामां हतुं ते दरेक इन्द्रिय तेनी साथे मृत्यु पछी रहे छे; अने पार्थिव शरीर वगर कशुं ते पाछळ मूकी जतो नथी.

૩૦૩. જ્યારે મનુષ્ય મરણ પામે છે, અને આ પ્રમાણે કુદરતી દુનિયામાંથી માનસિક દુનિયામાં જાય છે, ત્યારે તે પાર્થિવ શરીર વગર મનુષ્ય તરીકે તેને જે જોઇએ તે બધી વસ્તુઓ સાથે લઇ જાય છે, એ મને ઘણા અનુભવથી સિદ્ધ થયેલું છે; કારણકે જ્યારે તે માનસિક દુનિયામાં અથવા મૃત્યુ પછીના જીવનમાં પ્રવેશ પામે છે, ત્યારે તે કુદરતી દુનિયાની માફક શરીરમાં હોય છે, અને જોવામાં જાણે એજ શરીરમાં, કારણકે સ્પર્શ કે દૃષ્ટિથી કશો ભેદ સમજાતો નથી; પણ છતાં ત્યારે તેનું શરીર માનસિક, અને આ પ્રમાણે પાર્થિવ વસ્તુઓમાંથી વિ-

મુકત અથવા વિશુદ્ધ થયેલું હોય છે. * * * (૪૬૧.)

* * *

૩૦૪. મૃત્યુ પછી જ્યારે મનુષ્યનાં કર્મો તેની પાસે પ્રકટ કરાય છે, ત્યારે જે દેવોનું કામ એ તપાસનું હોય છે તેઓ તેના ચહેરામાં જુએ છે, અને દરેક હાથનાં આંગળાંઓથી શરૂ કરીને આખા શરીર સુધી પરીક્ષા વિસ્તારે છે. મને આથી આશ્ચર્ય લાગેલું, અને તેટલા માટે તેનું કારણ મને સમજાવવામાં આવેલું. મનુષ્યનાં વિચાર અને ઇચ્છાના બધા વિશેષો મગજ ઉપર આલેખાય છે, કારણકે ત્યાં તેમની શરૂઆતો છે. તેઓ આખાશરીરઉપર પણ આલેખાય છે, કારણકે વિચાર અને ઇચ્છાની બધી વસ્તુઓ તેમની શરૂઆતોમાંથી ત્યાં સુધી પ્રસરે છે, અને ત્યાં અંતમાં વિરમે છે. આમ છે. તેટલા માટે જે કંઇ ઇચ્છા અને અને તેમાંથી પ્રભવતા વિચારમાંથી સ્મૃતિ ઉપર આલેખાય છે, અને ત્યાં શરીરના ભાગોના ક્રમ પ્રમાણે ક્રમમાં વર્તે છે; અને આ પ્રમાણે મેં જોયેલું, કે બધો મનુષ્ય તેની ઇચ્છા અને તેમાંથી પ્રભવતા વિચારના જેવો છે; એટલેકે એક પાપી મનુષ્ય તેનું પોતાનું પાપ છે, અને એક સારો મનુષ્ય તેનું પોતાનું હિત. શબ્દમાં કહેલા' જીવનના પુસ્તક'નો અર્થ પણ હવે સ્પષ્ટ છે, એટલેકે મનુષ્યનાં બધાં કર્મો અને વિચારો આખા મનુષ્ય ઉપર લખાયેલાં છે, અને સ્મૃતિમાંથી બોલાવવામાં આવે ત્યારે પુસ્તકમાંથી વંચાતાં હોય તેમ દેખાય છે, અને જ્યારે જીવ

સ્વર્ગના પ્રકાશમાં જોવામાં આવે ત્યારે જાણે મૂર્તિમાન હોય તેમ. * * * મનુષ્યને એક બાહ્ય સ્મૃતિ છે અને એક આંતર સ્મૃતિ; બાહ્ય સ્મૃતિ તેના કુદરતી મનુષ્યની છે, અને આંતર સ્મૃતિ તેના માનસિક મનુષ્યની. મનુષ્ય જે કંઇ વસ્તુ વિચારે છે, ઇચ્છે છે, અને બોલે છે, અથવા જે કંઇ તેણે કહેલી, સાંભળેલી, અગર જોયેલી હોય છે, તે તેની આંતર અથવા માનસિક સ્મૃતિ ઉપર આલેખાયેલી રહે છે; પણ જે કંઇ માનસિક સ્મૃતિમાં ગ્રહીત થાય છે તે કદાપિ ભૂસાતી નથી, કારણકે તે તેજ વખતે જીવના પોતાના ઉપર અને ઉપર કહેવાયા પ્રમાણે તેના શરીરના અવયવો ઉપર લખાયેલી હોય છે; અને આ પ્રમાણે ઇચ્છાના વિચારો અને કર્મો પ્રમાણે જીવ રૂપાય છે. એટલા માટે કોઇ પણ મનુષ્યે એમ ન ધારવું, કે જે કંઇ તેણે ગુપ્ત રીતે વિચારેલું અથવા કીધેલું હશે તે મૃત્યુ પછી ગુપ્ત રહી શકશે, પણ તેણે ખાત્રી રાખવી, કે દરેક કર્મ અને દરેક વિચાર ખુલ્લા દિવસમાં હોય તેમ ત્યારે ખુલ્લા કરવામાં આવશે. ( ૪૬૩. )

* * *

—o—

## मृत्यु पछी मनुष्यनी पहेली स्थिति.

૩૦૫. મનુષ્ય મૃત્યુ પછી સ્વર્ગ કે નરકમાં પ્રવેશ પામતા પહેલાં ત્રણ સ્થિતિઓમાં પ્રવેશ પામે છે. પહેલી સ્થિતિ તેનાં બાહ્યોની છે; બીજી તેનાં આંતરોની; અને ત્રીજી તેની

તૈયારીની. આ બધી સ્થિતિઓ જીવોની દુનિયામાં અનુભવાય છે; પણ કેટલાએક જીવો તેમાં પ્રવેશ પામતા નથી, કારણકે મૃત્યુ પછી તરત કાંતો તેઓ સ્વર્ગમાં ઉત્કૃષ્ટ અથવા નરકમાં અવકૃષ્ટ થાય છે. જેઓ તરત સ્વર્ગમાં ચડાય છે તેઓ દુનિયામાં પુનર્જનિત થયેલા અને આ પ્રમાણે સ્વર્ગ માટે તૈયાર થયેલા હોય છે. * * * પણ આ બે વર્ગના જીવોની સંખ્યા જેઓ જીવોની દુનિયામાં રોકાય છે, અને ઈશ્વરી ક્રમ પ્રમાણે ત્યાં સ્વર્ગ અથવા નરકને માટે તૈયાર થાય છે તેમના પ્રમાણમાં નાની છે. ( ૪૯૧. )

૩૦૬. મૃત્યુ પછી તરત મનુષ્ય ઉપર કહેલી પહેલી સ્થિતિમાં આવે છે, જે તેનાં બાહ્યોની સ્થિતિ છે; કારણકે દરેક મનુષ્યને તેના જીવ પરત્વે આંતરો અને બાહ્યો બન્ને છે. જીવનાં બાહ્યો તેને પોતાનું શરીર, અને મુખ્યત્વે કરીને વદન, વચન, અને રીતભાત જે મંડલની અંદર દુનિયામાં તે જીવતો હોય તેને અનુકૂલ રૂપવાને શકિતમાન કરે છે; પણ જીવનાં આંતરો તેની પોતાની ઇચ્છા અને તેમાંથી પ્રભવતો વિચાર છે, અને આ કવચિતજ વદનમાં, વચનમાં, અથવા રીતભાતમાં પ્રકટ થાય છે; કારણકે મનુષ્યને શૈશવમાંથી દોસ્તી, ભલમનસાઈ, અને નિર્મલતાનો દેખાવ ધારણ કરવાની, તથાં તેની પોતાની ઇચ્છાના વિચારો છુપાવવાની ટેવ પડે છે. * * * (૪૯૨.)

૩૦૭. મૃત્યુ પછી મનુષ્યની પહેલી સ્થિતિ દુનિયામાંની તેની સ્થિતિને મળતી હોય છે, કારણકે હજી તે બાહ્યોમાં રહે છે. * * * આ પ્રમાણે પરજીવન વર્તમાનની સંતતિ છે, અને મૃત્યુ માત્ર એકમાંથી બીજામાં જવાનો માર્ગ છે. (૪૯૩.)

૩૦૮. દુનિયામાંથી તરતના ગયેલા મનુષ્યનો જીવ આ સ્વભાવનો હોય છે, તેટલા માટે તે તેના મિત્રોથી, અને જેમની સાથે દુનિયાની અંદર તે ઓળખીતો થયો હોય તેમનાથી ઓળખાય છે; કારણકે જીવો બીજાઓને માત્ર તેમનાં વદન અને વચનથી નહીં પણ તેઓ નજીક આવે છે ત્યારે તેમના જીવનના પ્રવાહથી પણ ઓળખે છે. * * * (૪૯૪.)

૩૦૯. તરતના ગયેલા જીવોનું જીવન કુદરતી દુનિયામાંના તેમના જીવનથી અસમાન હોતું નથી, અને મૃત્યુ પછીના જીવનના સ્વભાવનું, કે સ્વર્ગ અને નરકનું * * * તેમને કશું પૂર્વજ્ઞાન હોતું નથી, તેટલા માટે પોતે જે શરીરમાં અને દુનિયામાં પોતાને હતાં તે બધાં ઇન્દ્રિયોના ઉપભોગમાં છે, અને સરખી વસ્તુઓ જુએ છે, તે ઉપર આશ્ચર્ય પામ્યા પછી તેઓ સ્વર્ગ અને નરકનો સ્વભાવ, અને પોતે ક્યાં છે તે જાણવાની ઇચ્છાથી ગ્રહીત થાય છે. તેમના મિત્રો તેટલા માટે તેમને અમર જીવનની સ્થિતિ સંબંધી શિક્ષણ આપે છે, તેમને જૂદે જૂદે સ્થાને લઇ જાય છે, અને તેમને જૂદાં જૂદાં મંડલોમાં દાખલ કરે છે. * * * (૪૯૫.)

૩૧૦. દુનિયામાંથી આવનારા બધા જીવો બેશક સ્વર્ગમાં અથવા નરકમાં કોઇ અમુક મંડલની સાથે જોડાયેલા હોય છે, પણ માત્ર તેમનાં આંતરો પરત્વે, અને તે તેઓ બાહ્યોમાં રહે ત્યાંસુધી પ્રકટ થતાં નથી; કારણકે બાહ્ય વસ્તુઓ આંતર વસ્તુઓને ગોપે અને આચ્છાદે છે, વિશેષે કરીને જેઓ આંતર પાપમાં હોય તેમના સંબંધમાં—પણ પછીની બીજી સ્થિતિમાં તેઓ સ્પષ્ટ ઉઘડાય છે, કારણકે એ સ્થિતિમાં આંતરો પ્રકટ થાય છે, અને બાહ્યો સુવાડી દેવામાં આવે છે. ( ૪૯૭. )

૩૧૧. મનુષ્યની મૃત્યુ પછીની પહેલી સ્થિતિ કેટલાએકને દિવસો, બીજાઓને માસો, અને બાકીનાઓને એક વર્ષ સુધી ચાલે છે; કારણકે કોઇને પણ એ એક વર્ષ કરતાં વધારે કવચિતજ ચાલે છે; અને દરેકને માટે અવધિ બાહ્યો અને આંતરોના ઐક્ય અથવા ભેદ પ્રમાણે નક્કી થાય છે; કારણકે આંતરો તથા બાહ્યોએ એકતામાં કામ કરવું જોઇએ, અને સમરૂપ થવું જોઈએ; કારણકે માનસિક દુનિયામાં કોઇને પણ એક રીતે વિચારવાની અને ઇચ્છવાની તથા બીજી રીતે બોલવાની અને કરવાની રજા નથી. * * * (૪૯૮.)

—o—

## मृत्यु पछी मनुष्यनी बीजी स्थिति.

૩૧૨. મૃત્યુ પછીની મનુષ્યની બીજી સ્થિતિ તેનાં આંતરોની સ્થિતિ કહેવાય છે, કારણકે ત્યારે તે તેના મનનાં અથવા

ઇચ્છા અને વિચારનાં આંતરોમાં અણાય છે, અને જે બાહ્યોની અંદર તે પહેલી સ્થિતિમાં હતો તેમને સુવાડી દેવામાં આવે છે. * * * (૪૯૯.)

* * *

૩૧૩. કોઇપણ અપવાદ વગર બધાએ મનુષ્યો મૃત્યુ પછી આ સ્થિતિમાં અણાય છે, કારણકે તે તેમના જીવોની ખરી સ્થિતિ છે; પણ પહેલી સ્થિતિ જે તેઓ સમાજમાં ધારણ કરે છે તેના જેવી હોઇને તેમની ખરી સ્થિતિ નથી. * * * (૫૦૪.)

૩૧૪. જ્યારે કોઇ જીવ તેનાં આંતરોની સ્થિતિમાં હોય છે, ત્યારે દુનિયાના જીવનમાં તે પોતાની અંદર કેવા ગુણનો હતો તે સ્પષ્ટ થાય છે, કારણકે તે પોતાના પોતાપણામાંથી કામ કરે છે. * * * (૫૦૫.)

* * *

૩૧૫. આ બીજી સ્થિતિમાં પાપી જીવો દરેક પ્રકારના અપરાધોમાં ઊંધે માથે ધસે છે, અને તેટલા માટે વારંવાર દુઃખદ શિક્ષાઓ પામે છે. * * * પણ સારા જીવો કદાપિ શિક્ષા પામતા નથી, જો કે તેમણે દુનિયામાં પાપ કીધેલા હોય તોપણ; કારણકે તેમનાં પાપ પાછાં વળી આવતાં નથી. મને એમ પણ જણાવવામાં આવ્યું છે, કે તેમના પાપ બીજા પ્રકાર અથવા સ્વભાવનાં હોય છે; કે તેઓ સત્યથી વિરુદ્ધ કોઇ ઉદ્દેશને માટે, કે પાપી હૃદયમાંથી હોતા નથી, પણ જે પાપ

તેઓ માતાપિતાની પાસેથી વારસામાં મેળવે છે તેમાંથી હોય છે; અને કે જ્યારે આંતરેથી વિયુક્ત બાહ્લોમાં હોય ત્યારે તેઓ અંધ ઉલ્લાસની જાલમાં થઇને પાપમાં પડે છે. ( ૫૦૯. )

* * *

૩૧૬. સારા જીવોમાંથી નઠારા જીવોની પૃથક્કૃતિ આ બીજી સ્થિતિમાં થાય છે, કારણકે પહેલી સ્થિતિમાં તેઓ સાથે રહે છે; કારણકે જ્યાં સુધી કોઇ જીવ તેમનાં બાહ્લોમાં હોય છે, ત્યાંસુધી તે દુનિયામાં હતો તેવો હોય છે, કે જ્યાં પાપીઓ સારાઓને મળે છે, અને સારાઓ પાપીઓને; પણ જ્યારે તે તેનાં આંતરોમાં અણાય છે, અને પોતાના સ્વભાવ અથવા ઇચ્છાને સુપ્રત થાય છે, ત્યારે તે તેવો નથી. * * * ( ૫૧૧. )

---

## મૃત્યુ પછી મનુષ્યની ત્રીજી સ્થિતિ, કે જે જેઓ સ્વર્ગમાં જવાય છે તેમને માટે રખાયેલી શિક્ષણની સ્થિતિ છે.

૩૧૭. મનુષ્યની અથવા મનુષ્યના જીવની મૃત્યુ પછીની ત્રીજી સ્થિતિ શિક્ષણની સ્થિતિ છે. આ સ્થિતિ જેઓ સ્વર્ગમાં જઇને દેવો થાય છે તેમને માટે રખાયેલી છે; પણ જેઓ નરકમાં જાય છે તેમને માટે નહીં, કારણકે તેઓ શિક્ષણ પામી શકતા નથી. તેટલા માટે તેમની બીજી સ્થિતિ તેમની ત્રીજી સ્થિતિ પણ છે, અને તે તેમના પોતાના સ્નેહ તરફ બિલકુલ વળવામાં, અને

આ પ્રમાણે નરકનું જે મંડલ તેજ સ્નેહમાં હોય છે તે તરફ વળવામાં પૂરી થાય છે. * * * (૫૧૨)

* * *

૩૧૮. સ્વર્ગનું શિક્ષણ પૃથ્વી ઉપરના શિક્ષણથી આ બાબતમાં ભિન્ન છે, કે વિદ્યાઓ સ્મૃતિને નહીં પણ જીવનને સુપ્રત થાય છે; કારણકે જીવોની સ્મૃતિ તેમના જીવનમાં છે. * * * (૫૧૭.)

* * *

૩૧૯. જીવો શિક્ષણ વડે સ્વર્ગને માટે તૈયાર થાય, તે પછી * * * તેમને દૈવી વસ્ત્રથી આચ્છાદિત કરવામાં આવે છે, જે ઘણે ભાગે બારીક શણના જેવાં સફેત હોય છે, અને જે માર્ગ ઉપર સ્વર્ગ તરફ લઇ જાય છે ત્યાં લાવવામાં આવે છે; અને ત્યારે જે દેવો માર્ગની ચોકી કરે છે તેમને તેઓ સુપ્રત થાય છેઃ પછી બીજા દેવો તેમને ગ્રહણ કરે છે, અને જૂદાં જૂદાં મંડલોમાં પ્રવેશ કરાવે છે, જ્યાં તેમને ઘણા સંતોષો મળે છે; અને છેવટે, દરેક સ્વામી વડે તેના પોતાના મંડલમાં દોરાય છે. * * * જ્યારે તેઓ તેમના પોતાના મંડલમાં પ્રવેશ કરે છે, ત્યારે તેમનાં આંતરો ઉઘડાય છે, અને તે તે મંડલના દેવોનાં આંતરો જેવાં હોવાથી તેઓ તરત સ્વાગત અને હર્ષથી ગ્રહીત થાય છે. (૫૧૯.)

* * *

---

## जे जीवन स्वर्ग तरफ दोरे छे ते जीववुं घणा धारे छे तेवुं मुश्केल नथी.

૩૨૦. કેટલાએક માણુસો ધારે છે, કે જે જીવન સ્વર્ગ તરફ દોરે છે તે જીવવું મુશ્કેલ છે, * * * કારણકે તેમને કહેલું હોય છે, કે તેમણે દુનિયાનો ત્યાગ કરવો જોઇએ, * * * અને માનસિક પ્રકારે જીવવું જોઇએ; અને આથી તેઓ એવું સમજે છે, કે તેમણે દુનિયાની વસ્તુઓનો અનાદર કરવો જોઇએ, * * * ઇશ્વર, ઉદ્ધાર, અને અમર જીવન સંબંધી ધાર્મિક નિદિધ્યાસનમાં નિમગ્ન રહેવું જોઇએ; અને પોતાનો સમય પ્રાર્થનામાં, અને શબ્દ તથા બીજાં ધાર્મિક પુસ્તકો વાંચવામાં વ્યતીત કરવો જોઈએ. આને તેઓ દુનિયાનો ત્યાગ અને માનસિક જીવન * * * કહે છે; પણ સત્ય ઘણું જૂદું છે, એ મને ઘણા અનુભવથી અને દેવોની સાથે વાતચિતથી સિદ્ધ થયેલું છે; કારણકે આમાંથી મને જણાયલું છે, કે જેઓ ઉપર બતાવ્યા પ્રમાણે દુનિયાનો ત્યાગ કરે છે, અને માનસિક પ્રકારે જીવે છે, તેઓ એવું શોકાતુર [illegible] કરે છે, કે જે સ્વર્ગના ઉલ્લાસનું ગ્રાહક નથી; અને [illegible] થેલું છે કે દરેકનું જીવન મૃત્યુ પછી તેની સાથે ર[illegible] સ્વર્ગનું જીવન ગ્રહી શકે, તેટલા માટે એ [illegible] દુનિયામાં જીવ[illegible] એ, અને તેનાં કામકાજ [illegible] પ્રમાણે નિયમિત રાકાવું જોઇએ,

જીવન વડે તે માનસિક જીવન ગ્રહણ કરે છે; તેમ આ સાધનો વગર માનસિક જીવન મનુષ્યમાં રૂપાતું નથી, અને તેનો જીવ સ્વર્ગને માટે તૈયાર થતો નથી; કારણકે આંતર જીવન જીવવું અને સાથે બાહ્ય જીવન ન જીવવું એ પાયા વગરના ઘરમાં વસવા સરખું છે, જે તેટલા માટે ધીમે ધીમે જમીનમાં ઉતરી જાય છે, * * * અથવા હાલીને પડી જાય છે. ( ૫૨૮. )

* * *

૩૨૧ મેં એક વાર જે બે રસ્તાઓ સ્વર્ગ અને નરક તરફ જાય છે તેમનું પ્રદર્શન જોયેલું. પ્રથમ એક પહોળો રસ્તો દેખાયો, જે ડાબો અથવા ઉત્તર તરફ જતો હતો, અને ઘણા જીવો તેમાં ચાલતા હતા; પણ અમુક અંતરે એક ઘણો મોટો પત્થર હતો જ્યાં પહોળો રસ્તો પૂરો થતો હતો, અને એ પત્થરથી બે રસ્તાઓ ફાટતા હતા; એક ડાબો, અને બીજો ઉલટી દિશામાં જમણો. ડાબા હાથનો રસ્તો સાંકડો હતો, અને પશ્ચિમમાંથી દક્ષિણમાં થઇને સ્વર્ગના પ્રકાશમાં જતો હતો; પણ જમણી તરફનો રસ્તો પહોળો અને વિશાલ હતો, અને વાંકોચૂંકો થઈને નીચે નરક તરફ જતો હતો. બધા જીવો પ્રથમ એકજ રસ્તે ચાલતા દેખાતા હતા; પછી તેઓ બે રસ્તાને મથાળેના પત્થર પાસે આવેલા, અને ત્યાં છૂટા પડેલા. સારાઓ ડાબી તરફ વળેલા, અને સ્વર્ગમાં જનારા સાંકડા રસ્તામાં પેઠેલા; પણ પાપીઓએ પત્થર જોયેલો નહીં, અને તેટલા માટે તેઓ તેના પર પડેલા અને વ્યથિત

થયેલા, અને જ્યારે ઊભા થયેલા, ત્યારે જે નરક તરફ વળતો હતો તે જમણી તરફના પહોળા રસ્તામાં દોડી ગયેલા. આ બધી વસ્તુઓનું તાત્પર્ય મને પાછળથી નીચે પ્રમાણે સમજાવવામાં આવ્યું હતું: જે પહોળા રસ્તામાં સારા અને નઠારા બન્ને સાથે ચાલતા હતા, અને પરસ્પર મિત્રોની માફક વાતચિત કરતા હતા, તે જેઓ બહારથી સરખી નિર્મલતા અને નીતિથી વર્તે છે, તથા આંખોથી ઓળખી શકાતા નથી, તેમની સ્થિતિનો પ્રદર્શક હતો. બે રસ્તાઓને મથાળેનો અથવા ખૂણાનો પત્થર, જેના ઉપર પાપીઓ પડેલા, અને જ્યાંથી તેઓ નરક તરફ જતા રસ્તામાં દોડી ગયેલા, તે ઈશ્વરી સત્યનો પ્રદર્શક હતો—* * * અને સર્વોપરિ અર્થમાં **સ્વામીની ઈશ્વરી મા-નુષતાનો.** જેઓ સ્વર્ગ તરફ જતા રસ્તા વડે મોકલાયેલા તેઓ જેઓ ઈશ્વરી સત્યને અને **સ્વામીના ઐશ્વર્યને** પણ કબૂલ કરતા હતા તેઓ હતા. આ પ્રદર્શનો ઉપરથી એ વધારે સ્પષ્ટ થયેલું, કે નઠારા અને સારા બન્ને બહારથી સરખું જીવન જીવે છે, અથવા એકજ રસ્તે ચાલે છે, હૃદયમાંથી ઈશ્વરી સત્તાને કબૂલ કરે છે, અને ખાસ કરીને દેવાલયની અંદર જેઓ **સ્વા-મીની** ઈશ્વરતાને કબૂલ કરે છે તેઓ સ્વર્ગ તરફ દોરાય છે, અને જેઓ નથી કરતા તેઓ નરક તરફ. મનુષ્યના વિચારો જે તેની ધારણા અને ઇચ્છામાંથી પ્રભવે છે તે પરજીવનમાં રસ્તાઓથી પ્રદર્શિત થાય છે, * * *; એટલેકે જીવોનું લક્ષણ અને તેમના વિચારોનો ગુણ જે માર્ગોમાં તેઓ ચાલે છે તે

પન્થી જણાય છે; અને આમાંથી સ્વામીના આ શબ્દોનો અર્થ પણ સ્પષ્ટ છે: "તમે સાંકડે દરવાજે અંદર પેસો, કારણકે જે નાશ તરફ દોરે છે તે દરવાજો વિશાલ અને માર્ગ પહોળો છે, અને ઘણા એવા છે કે જેઓ તેમાં જાય છે; કારણકે જે જીવન-માં દોરે છે તે દરવાજો સાંકડો અને માર્ગ સાંકડો છે, અને થે ડા જ એવા છે કે જેમને તે જડે છે," મેથ્યુ, ૭: ૧૩, ૧૪. જે માર્ગ જીવન તરફ દોરે છે તે કઠણ હોવાના કારણથી સાંકડો નથી, પણ એટલા માટે, કે કહ્યું છે. તેમ જેમને તે જડે છે તેઓ થોડા છે. * * * ( ૫૩૪. )

* * *

---




## નરક.

### સ્વામી નરકોને શાસે છે.

૩૨૨. આ પુસ્તકના એકંદર પાછલા ભાગમાં બતાવાયેલું છે, અને વિશેષે કરીને ક. ૨ થી ૪ સુધીમાં, કે સ્વામી સ્વર્ગનો ઈશ્વર છે, અને તેટલા માટે કે સ્વર્ગમાં બધું શાસન સ્વામીનું છે; પણ સ્વર્ગનો નરકની સાથેનો અને નરકનો સ્વર્ગની સાથેનો સંબંધ બે વિરુદ્ધોના સંબંધને મળતો છે, જેઓ પરસ્પર એક બીજાની સામે કામ કરે છે, અને જેમના કર્મ તથા પ્રતિકર્મથી ઉત્પન્ન થતા સમસ્થાનમાં બધી વસ્તુઓ સ્થિતિ પામે છે; તેટલા માટે બધી વસ્તુઓ સમસ્થાનમાં રહે તેમ થવાને એ આવશ્યક છે, કે જે સ્વર્ગોને શાસે છે તેણે નરકોને પણ શાસવા જોઈએ: કારણકે તેજ શાસક જો નરકોના આક્રમણોને નિયત, અને ત્યાં જવલતા ઉન્માદોને શાંત ન કરે, તો સમસ્થાન નષ્ટ થાય, અને તેની સાથે આખા જગતનું મૃત્યુ થાય. ( ૫૩૬. )

* * *

૩૨૩. નરક સ્વર્ગની માફકજ મંડલોમાં વિભક્ત થયેલું છે, અને તેમની સંખ્યા બરાબર મળતી છે; કારણકે સ્વર્ગના દરેક મંડલને નરકમાં એક વિરુદ્ધ મંડલ છે. આ વ્યવસ્થા સમસ્થાનની ખાતર છે, અને નરકનાં મંડલોમાં પાપો તથા તેમાંથી પ્રભવતાં અસત્યો પ્રમાણે વિશિષ્ટ છે, કારણકે સ્વર્ગનાં મંડલો હિતો

અને હિતમાંથી પ્રભવતાં સત્યો પ્રમાણે વિશિષ્ટ છે. * * * (૫૪૧.)

* * *

૩૨૪. જે રીતે સ્વામી નરકોને શાસે છે તે સંક્ષેપમાં સમજાવવામાં આવશે * * * સામાન્યતઃ નરકમાં બધા નિવાસીઓ ભીતિઓથી શાસિત થાય છે. * * * નરકની શિક્ષાઓ ભિન્ન ભિન્ન, અને નિગ્રહીત થવાનાં પાપોના સ્વભાવ પ્રમાણે નરમ અથવા સખત છે. * * * એ ફરીથી કહેવું ઘટે છે, કે શિક્ષાની ભીતિ એજ એક નારકીઓના ઉન્માદને અંકુશમાં રાખવાનું સાધન છે. બીજું કોઇ પણ સાધન નથી. (૫૪૩.)

* * *

---

## स्वामी कोइने नरकमां नाखतो नथी, पण पापी जीवो पोते पोताने अंदर नाखे छे.

૩૨૫. * * * ખરો સિદ્ધાન્ત જાહેર કરે છે, કે સ્વામી પોતાનું વદન કોઇપણ મનુષ્ય તરફથી વાળી લેતો નથી, કોઇને પણ દૂર કરતો નથી, કોઇને નરકમાં નાખતો નથી; અને કદાપિ ક્રોધાયમાન થતો નથી; * * * કારણકે ઈશ્વર હિત પોતે, સ્નેહ પોતે, અને દયા પોતે છે; પણ હિત પોતે કોઇને અહિત કરી શકે નહીં, તેમ સ્નેહ અને દયા મનુષ્યને બહાર નાખી

શકે નહીં; કારણકે એ તેમના તત્ત્વથી અને તેટલા માટે ઈશ્વરી સ્વભાવથી વિરુદ્ધ છે. * * * ( ૫૪૫. )

૩૨૬. જેઓ પ્રકાશનની સ્થિતિમાં હોય છે, તેઓ એમ પણ જુએ છે, કે હિત અને પાપ વિરુદ્ધ છે; કે તેઓ સ્વર્ગ અને નરકની માફક પરસ્પર વિરુદ્ધ છે; કે બધું હિત સ્વર્ગમાંથી અને બધું પાપ નરકમાંથી છે; કે સ્વામીનું ઐશ્વર્ય સ્વર્ગ બનાવે છે,– ક. ૫ થી ૧૦,–તે કારણથી મનુષ્યમાં સ્વામીમાંથી હિત વગર કશું, અને નરકમાંથી પાપ વગર કશું વહતું નથી; અને કે તેટલા માટે સ્વામી નિરંતર મનુષ્યને પાપથી વિમુખ કરીને હિત તરફ, અને નરક નિરંતર પાપ તરફ દોરે છે. જો મનુષ્ય બંનેની વચ્ચે ન હોય, તો તેને કશી વિચારની શક્તિ, કે કશી ઇચ્છા, અને એથી પણ ઓછી કશી છૂટ અને પસંદગી હોઇ શકે નહીં; કારણકે આ બધાં હિત અને પાપના સમસ્થાનમાંથી વહે છે. તેટલા માટે જો સ્વામી પોતાને મનુષ્યથી વાળી લે, અને તેને માત્ર પાપ તરફ રહેવા દે, તો મનુષ્ય મનુષ્ય રહી શકે નહીં; અને આમાંથી એ સ્પષ્ટ છે, કે સ્વામી દરેક મનુષ્યમાં હિત સાથે વહે છે, પછી તે સાધુ હોય કે પાપી હોય, પણ છતાં સાધુ અને પાપી વચ્ચે ભેદ છે; કારણકે પાપી મનુષ્યની સાથે સ્વામીનો પ્રવાહ તેને પાપમાંથી દોરી જવાને નિરંતર યત્ન કરે છે, અને સાધુ મનુષ્યની સાથે તેને હિત તરફ દોરી જવાને; પણ આ ભેદનું કારણ મનુષ્યના પોતામાં છે, કારણકે તે ગ્રાહક છે. ( ૫૪૬. )

૩૨૭. તેટલા માટે એ ખુલ્લું છે, કે મનુષ્ય પાપ નરકમાંથી કરે છે, અને હિત સ્વામીમાંથી; પણ તે પોતે જે કરે છે તે પોતામાંથી કરે છે એવું માને છે, એ કારણથી તે જે પાપ કરે છે, તે તેને તેના પોતાના: તરીકે આરોપિત રહે છે, અને આ પ્રમાણે મનુષ્યના પાપનું તે પોતે કારણ છે, સ્વામી નહીં. મનુષ્યમાંનું પાપ તેનામાંનું નરક છે; કારણકે આપણે પાપ સંબંધી બોલીએ કે નરક સંબંધી બોલીએ, તે એકજ વસ્તુ છે. હવે મનુષ્ય પોતે પોતાના પાપનું કારણ છે, તે કારણથી એ ફલે છે, કે તે પોતે પોતાને નરકમાં નાંખે છે, સ્વામી નહીં; કારણકે સ્વામી મનુષ્યને નરકમાં નાખવાથી એટલો દૂર છે, કે તે તેને નરકમાંથી છોડાવે છે, જેટલે અંશે તે પોતાના પાપને ન ઇચ્છે અને ન ચાહે તેટલે અંશે; પણ * * * મનુષ્યનાં ઇચ્છા અને સ્નેહ મૃત્યુ પછી તેની સાથે રહે છે, અને તેટલા માટે જે કોઇ દુનિયામાં પાપને ઇચ્છે છે અને ચાહે છે, તે પર જીવનમાં પણ એ જ પાપને ઇચ્છે છે અને ચાહે છે, અને તેમાંથી વિમુખ થવાને ઇચ્છતો નથી. આ કારણને માટે જે મનુષ્ય પાપમાં છે તે નરકને જોડાયેલો છે, અને તેના જીવ પરત્વે ખરેખર ત્યાં વર્તમાન છે; અને કે મૃત્યુ પછી પોતાના પાપની સાથે રહેવાના કરતાં કશું તે વધારે આગ્રહથી ઇચ્છતો નથી. આ ઉપરથી સ્વચ્છ દેખાય છે, કે સ્વામી મનુષ્યને મૃત્યુ પછી શિક્ષા કરતો નથી, પણ કે મનુષ્ય પોતે પોતાને નરકમાં નાખે છે. ( ૫૪૭. )

* * *

૩૨૮. પાપી જીવો જીવોની દુનિયામાં તીક્ષ્ણતાથી દંડાય છે, એટલા માટે કે તેઓ પાપ કરવાથી અટકે; અને આ સ્વામીનું કાર્ય દેખાય છે, જોકે કોઇ પણ દંડ સ્વામીમાંથી નથી તોપણ; કારણકે પાપ પોતે દંડનું કારણ છે, કારણકે પાપ અને તેનો દંડ એવી આંતર રીતે જોડાયેલાં છે, કે તે છૂટાં થઇ શકતાં નથી; અને નારકી લોકો પાપ કરવાના કરતાં અને ખાસ કરીને બીજાઓને દંડવાના અને રીબાવવાના કરતાં કશું વધારે ઇચ્છતા અને ચાહતા નથી. તેઓ તેટલા માટે જે કોઇ સ્વામીથી રક્ષિત ન હોય તેને ખરેખર હણે છે અને દંડે છે; અને જેઓ પાપી હૃદયમાંથી પાપ કરેછે તે બધા સ્વામીના રક્ષણનો અનાદર કરતા હોવાથી, નારકી જીવો તેમના ઉપર ધસે છે અને તેમને દંડે છે. આ કંઇક અંશે દુનિયાના ગુન્હાઓ અને તેમની સજાઓથી સમજાવી શકાય, જ્યાં પણ તે સંયુક્ત છે; કારણકે કાયદાઓ દરેક ગુન્હાને માટે અમુક સજા ઠરાવે છે, અને તેટલા માટે જે કોઇ ગુન્હામાં ધસે છે તે સજામાં પણ ધસે છે; ભેદ માત્ર એ છે, કે દુનિયામાં ગુન્હો ગોપી શકાય, પણ પર જીવનમાં ગોપન અશકય છે. આ બધા વિચારોમાંથી ફલે છે, કે સ્વામી કોઇને અહિત કરતો નથી, અને કે પાપ કરનારની સાથેનો તેનો સંબંધ રાજાનાં જેવો, કે ન્યાયાધીશના જેવો, કે કાયદાના જેવો છે, જેમાંના કોઇ દંડનું કારણ નથી, કારણકે તેમાંનો કોઇ ગુન્હેગારને ગુન્હો કરવાની ફરજ પાડતો નથી. ( ૫૫૦. )

---

# नरकना बधा निवासीओ पापोमां अने पापोमांथी प्रभवतां असत्योमां छे, जे स्वस्नेह अने दुनियाना स्नेहमांथी उत्पन्न थाय छे.

* * *

૩૨૯. નરકમાં બધા જીવો—જ્યારે સ્વર્ગના પ્રકાશની કોઈ પણ કોટિમાં જોવામાં આવે છે ત્યારે—તેમના પોતાના પાપના રૂપમાં દેખાય છે; કારણકે ત્યાં દરેક મનુષ્ય તેના પોતાના પાપનું પૂતળું છે, કારણકે આંતરો અને બાહ્યો એકતામાં કામ કરે છે, અને આંતરો વદન, શરીર, વચન, અને હાવભાવ એ બાહ્યોમાં પ્રકટ દેખાય છે. તેમનો ગુણ તેટલા માટે જોતાં જણાય છે. સામાન્યતઃ તેઓ બીજાઓના તિરસ્કારનાં રૂપો છે; જેઓ તેમને માન ન આપે તેમની સામે ધમકીનાં; જૂદા જૂદા પ્રકારના દ્વેષોનાં, અને વૈરોનાં પણ; અને આ રૂપોમાં હત્યા અને નિર્દયતા અંદરથી પારદર્શક છે; પણ જ્યારે બીજાઓ તેમને વખાણે છે, માને છે, અને પૂજે છે, ત્યારે તેમનાં વદનો ઊંચાં ચડીને અમુક ઉલ્લાસનો દેખાવ ધારણ કરે છે. આ બધાં રૂપોનું તેઓ દેખાય છે તે પ્રમાણે સંક્ષિપ્ત વર્ણન આપવું અશક્ય છે, કારણકે કોઈ પણ બે સરખાં નથી; * * * એક શબ્દમાં, તે બધાં તેમના પોતાના નરકનાં પૂતળાં છે. * * * * પણ નારકી જીવોનો દેખાવ સ્વર્ગના પ્રકાશ-

માં છે; નીચેના ભાગોમાં જીવોની દુનિયા છે; અને બન્નેની નીચે નરકો છે. જીવોની દુનિયામાંના જીવોને તેમની આંતર દૃષ્ટિ ઉઘડે તે વગર સ્વર્ગો દેખાતાં નથી, જોકે તેઓ કેટલીક વાર ધૂમસો અથવા ધોળાં વાદળાંની માફક દેખાય છે; કારણકે સ્વર્ગના દેવો બુદ્ધિ અને જ્ઞાનની આંતર સ્થિતિમાં, અને આ પ્રમાણે જેઓ જીવોની દુનિયામાં છે તેમની દૃષ્ટિની ઉપર છે; પણ જીવો, કે જેઓ મેદાનો અને ખીણોમાં છે, તેઓ પોતાનાં આંતરોમાં આણાઈને વિયુક્ત થાય ત્યાં સુધી એકબીજાને દેખે છે; કારણકે ત્યારે પાપીઓ સાધુઓને જોઇ શકતા નથી, જોકે સાધુઓ પાપીઓને જોઇ શકે છે; પણ સાધુઓ પોતાને પાપીઓ તરફથી વાળી લે છે, અને તેટલા માટે અદૃશ્ય થાય છે. નરકો જીવોની દુનિયામાંથી દેખાતાં નથી, કારણકે તેઓ બંધ રહે છે; પણ નરકના દરવાજાઓ જ્યારે તેઓ દુષ્ટ જીવોને દાખલ કરવાને ઉઘડે છે ત્યારે દેખાય છે. નરકના બધા દરવાજાઓ જીવોની દુનિયામાંથી ઉઘડે છે, કોઇ પણ સ્વર્ગમાંથી નહીં. ( ૫૮૩. )

*　　　*　　　*

માનસિક દુનિયામાં જે કર્મ કરે છે અને જે પ્રતિકર્મ કરે છે તેઓ જીવન અને ઇચ્છા કહેવાય છે. એ દુનિયામાં જીવન જીવતું બલ છે, અને ઇચ્છા જીવતો પ્રયત્ન છે, અને તેમનું સમસ્થાન મોક્ષ કહેવાય છે. * * * માનસિક સમસ્થાન હિત અને પાપનું સમતોલન છે, કારણકે મનુષ્યની ઇચ્છા હિત અને પાપની ગ્રાહક હોઈને તેના બધા જીવનને તે બન્નેની સાથે સંબંધ છે, * * * ( ૫૮૯. )

* * *

—o—

## मनुष्य स्वर्ग अने नरकनी वच्चेना समस्थान वडे मोक्षमां छे.

૩૩૪. * * * માનસિક સમસ્થાન તત્ત્વતઃ મોક્ષ છે, કારણકે તે હિત અને પાપ, તથા સત્ય અને અસત્ય, જે માનસિક વસ્તુઓ છે, તેમનું સમસ્થાન છે; અને તેટલા માટે જે મોક્ષ સંબંધી અમે હાલ બોલીએ છીએ તે હિત અથવા પાપ ઇચ્છવાનો, સત્ય અથવા અસત્ય વિચારવાનો, અને એક કરતાં બીજાને પસંદ કરવાનો મોક્ષ છે; અને આ મોક્ષ દરેક મનુષ્યને સ્વામી તરફથી અપાય છે, અને કદાપિ લઇ લેવામાં આવતો નથી. આ મોક્ષ તેના કારણને લીધે મનુષ્યનો પોતાનો નહીં પણ સ્વામીનો છે, કારણ કે તે સ્વામીમાથી છે; અને તો પણ મનુષ્ય પુનારૂપિત અને રક્ષિત થાય તેટલા માટે તે તેને જીવનની